## અનુક્રમણિકા

## પ્રકાશકો તરફથી

ખેતીવાડીના સમાજવાદી રૂપાંતરનો કાર્યક્રમ નવા સમાજના નિર્માણની લેનિનવાદી યોજનાનું અત્યંત મહત્ત્વનું અંગ અંકિત કરતો હતો. લેનિનની મહાન કામગીરી એ હકીકતમાં જોવા મળે છે કે કામદાર વર્ગે રાજકીય સત્તા કબજે કરી લીધા પછી સર્વહારા ક્રાંતિનું વધારેમાં વધારે મુશ્કેલ કર્તવ્ય પાર પાડવાનો વાસ્તવિક માર્ગ તેમણે બતાવ્યો — એ કર્તવ્ય લાખોકરોડો કિસાનોને, જે સાથે સાથે નાના માલિકો પણ હતા, સમાજવાદી નિર્માણમાં સામેલ કરી દેવાનું હતું, અલગ અલગ ખેતીની હાલતમાંથી સામૂહિક ખેતીના સંજોગોમાં પહોંચાડી દેવાનું હતું. તેમણે બતાવ્યું કે એ માર્ગ ખેતીવાડીના કામકાજને સહકારી ધોરણે ચલાવવાનો છે. સહકારી પ્રવૃત્તિના વિકાસ તેમ જ સોવિયેત રશિયામાં પ્રથમ સામૂહિક ખેતરોના અનુભવની સામાન્ય તારવણી કરીને લેનિને કિસાનોના જીવનની પુનર્ઘટના સમાજવાદી આધારે કરવાની શાનદાર સહકારી યોજના ઘડી કાઢી. જરૂરી ટેકનિકલ આધારનું સર્જન, કિસાનોના સાંસ્કૃતિક ધોરણનો ઉત્કર્ષ, સહકારી પ્રવૃત્તિની તરેહવાર રીતોને વિકસાવીને કિસાનોને સામૂહિક ખેતીની કેળવણી આપવી, સામૂહિક ખેતરોની સંઘટના કરતી વેળા કિસાનોની મરજિયાત સામેલગીરીના સિદ્ધાંતનું કડક પાલન, રાજ્ય તરફથી સહકારી સંસ્થાઓને માર્ગદર્શન તથા સર્વાંગી સહાય, અને કામદાર વર્ગને ગ્રામવિસ્તારના સમાજવાદી રૂપાંતરમાં સીધો અને સક્રિય ભાગ લેવાનું વધારેમાં વધારે વ્યાપક પ્રોત્સાહન — લેનિનની સહકારી યોજનામાં મૂળભૂત નિરૂપણો એવાં હતાં.

આ પુસ્તિકામાં સમાવિષ્ટ સામગ્રી અત્યંત મહત્ત્વનાં એ કર્તવ્યોના સૈદ્ધાંતિક તથા અમલી ઉકેલ સાથે સીધી રીતે સંકળાયેલી છે.

## મોસ્કો કેંદ્રીય કામદાર સહકારી મંડળના પ્રતિનિધિઓની મિટિંગમાં પ્રવચન

### ૨૬ નવેંબર, ૧૯૧૮[1]

**(કોમરેડ લેનિનના આગમનને કેટલીય વાર સુધી જોરદાર તાળીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવે છે.)** સાથીઓ, તમને, કામદાર સહકારી મંડળોના પ્રતિનિધિઓને, અભિવાદન. પુરવઠાના આખા મામલાને રીતસર પાટે ચડાવી દેવાના કાર્યમાં તમારાં સહકારી મંડળોએ જબ્બર ભૂમિકા ભજવવાની છે. લોક કમિસાર મંડળમાં અમારે સહકારી મંડળોને લગતા અને તેમની તરફ કામદારો તથા કિસાનોની સરકારના વલણને લગતા સવાલોની ચર્ચાવિચારણા, ખાસ કરીને તો હમણાં તાજેતરના સમયમાં, ઘણી વાર કરવી પડી છે.

આ સંબંધમાં આપણે યાદ રાખવું જોઈએ કે સહકારી પ્રવૃત્તિની ભૂમિકા મૂડીવાદી સમાજમાં, તે આર્થિક ક્ષેત્રે મૂડીદાર વર્ગની સામે લડવાના સિદ્ધાંતના આધારે ચાલતી હતી ત્યારે, કેટલી મહત્ત્વની હતી.

ખરેખર સાચી વાત છે કે સહકારી મંડળો વહેંચણીના અમલી કાર્યની બાબતમાં ઘણી વાર જનતાનાં હિતોને વ્યક્તિઓના અમુક જૂથનાં હિતોમાં પલટાવી નાખવાનું વલણ લેતાં, વ્યાપારી નફાઓમાં મૂડીદારોની જોડે હિસ્સો મેળવવાની તાલાવેલીથી દોરવાઈ જતાં. સહકારી કારોબાર કરનારાઓ નિર્ભેળ વ્યાપારી હિતોથી દોરવાઈને ઘણી વાર સમાજવાદી પદ્ધતિને ભૂલી જતા, સમાજવાદી પદ્ધતિ તેમને જાણે અત્યંત દૂર અથવા અસાધ્ય પણ લાગતી.

સહકારી સંઘટનો ઘણી વાર નિમ્ન-મૂડીવાદી લોકોનાં, મધ્યમ કિસાનોનાં, મંડળો બની રહેતાં, સહકારી આંદોલનમાં એવા લોકોના પ્રયાસો તેમનાં

નિમ્ન-મૂડીવાદી હિતોના આધારે સંચાલિત થતા. તેમ છતાં, એવાં સહકારી મંડળોએ પ્રજાકીય પહેલકદમીને પ્રવેગ આપવામાં નિ:શંક મદદ કરી હતી અને એ રીતે મોટી સેવા બજાવી હતી. પ્રજાકીય પહેલકદમી ઉપર આધારિત મોટાં આર્થિક સંગઠનોના નિર્માણમાં તેઓ ખરેખર કારણભૂત હતાં, અને આપણે કબૂલ કરવું જોઈએ કે એ સંબંધમાં તેમણે મહત્ત્વની ભૂમિકા ભજવી હતી.

તેમાંથી કેટલાંક આર્થિક સંગઠનો મૂડીવાદી તંત્રનું સ્થાન લઈ શકે અને તેમાં પુરવણી કરી શકે એવી સંસ્થાઓમાં વિકાસ પામ્યાં — એ વાત આપણે માની લેવી જોઈએ. પરંતુ દરમિયાનમાં શહેરી કામદારો મોટા પાયાના મૂડીવાદી ઉદ્યોગની સંઘટનામાં એટલી હદ સુધી ખેંચાઈ ગયા કે તેમણે જમીનદાર તથા મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવા માટે પૂરતી તાકાત હાંસલ કરી લીધી, અને તેઓ આખા મૂડીવાદી તંત્રનો ઉપયોગ કરવા શક્તિમાન બની ગયા.

શહેરી કામદારો બરાબર સમજી ગયા કે સામ્રાજ્યવાદી યુદ્ધને લીધે પેદા થયેલી ગેરવ્યવસ્થાને પહોંચી વળવા માટે પુરવઠા પદ્ધતિને રીતસર પાટે ચડાવવાની છે, અને એ સંબંધમાં તેમણે સૌપ્રથમ તો મૂડીદારોના મોટા આર્થિક તંત્રનો ઉપયોગ કર્યો.

એ બાબત આપણે ધ્યાનમાં રાખવી જોઈએ. સહકારી પ્રવૃત્તિ તો ભારે મોટો સાંસ્કૃતિક વારસો છે અને તેને આપણે જતનથી જાળવી રાખવો જોઈએ તથા ઉપયોગમાં લેવો જોઈએ.

એટલે, લોક કમિસાર મંડળમાં તેની ચર્ચાવિચારણા કરતી વેળા અમે સમસ્યા અંગે સાવચેતીનું વલણ અપનાવ્યું, અમને બરાબર ખબર હતી કે એ કાર્યક્ષમ આર્થિક તંત્રનો પૂરો ઉપયોગ કરવાની બાબત કેટલી મહત્ત્વની છે.

પરંતુ અમારે એ હકીકત લક્ષમાં રાખવી પડી હતી કે સહકારી પ્રવૃત્તિના મુખ્ય કાર્યકરો મેન્શેવિકો[2], મવાળપંથી સમાજવાદી-ક્રાંતિકારીઓ[3], અને બીજી સમાધાની તથા નિમ્ન-મૂડીવાદી પાર્ટીઓના સભ્યો હતા. પરસ્પર લડી રહેલા બે વર્ગો વચ્ચેનાં રાજકીય જૂથો સહકારી મંડળોનો ઉપયોગ અમુક અંશે પ્રતિક્રાંતિકારીઓને આડશ પૂરી પાડવા માટે કરી રહ્યાં હતાં, મંડળોનાં નાણાભંડોળોમાંથી ઝેક પ્રતિક્રાંતિકારીઓને[4] મદદ પણ કરી રહ્યાં હતાં, એવી હાલતમાં અમે ઉપરોક્ત બાબતને કોઈ રીતે ભૂલી શકીએ

એમ નહોતા. એવાં કરતૂતોની પાકી સાબિતી અમારી પાસે હતી. પરંતુ દરેક ઠેકાણે એવી હાલત બેશક નહોતી જ, અને સહકારી મંડળોની મરજી હોય તો અમારી જોડે મળીને કાર્ય કરવા અમે તેમને ઘણી વાર આમંત્રિત કરતા.

સોવિયેત રશિયાની આંતરરાષ્ટ્રીય સ્થિતિ તાજેતરમાં એવી બની ગઈ છે કે ઘણાં નિમ્ન-મૂડીવાદી જૂથો કામદારો તથા કિસાનોની સરકારના મહત્ત્વને સમજવા લાગ્યાં છે.

સોવિયેત રશિયાની સામે બ્રેસ્તની[5] વાટાઘાટોનો સવાલ હતો અને અમારે જર્મન સામ્રાજ્યવાદીઓની સાથે એવી ખૂબ આકરી સુલેહ કરી લેવી પડેલી ત્યારે મેન્શેવિકો અને મવાળપંથી સમાજવાદી-ક્રાંતિકારીઓએ અમારી ઉપર ખાસ જોરશોરથી પ્રહારો કરેલા. સોવિયેત રશિયાને એવી સુલેહ કરી લેવી પડી ત્યારે મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓએ દેકારા મચાવી દીધેલા કે બોલ્શેવિકો તો રશિયાને પાયમાલ કરી રહ્યા છે.

તેમાંથી કેટલાક લોકોએ ખ્યાલ બાંધી લીધેલો કે બોલ્શેવિકો તો વિશ્વક્રાંતિની શક્યતામાં આસ્થા રાખનારા તરંગીઓ છે, સ્વપ્ન સેવીઓ છે. બીજા કેટલાક માનતા હતા કે બોલ્શેવિકો જર્મન સામ્રાજ્યવાદના દલાલો છે.

વળી ઘણા લોકોએ એ દિવસોમાં ધારી લીધેલું કે બોલ્શેવિકોએ જર્મન સામ્રાજ્યવાદીઓને છૂટછાટો આપી છે, અને તેઓ લગાતાર એકની એક વાત વાગોળતા રહેતા કે આ તો શાસક જર્મન મૂડીદાર વર્ગ જોડે સાધી લેવામાં આવેલી સમજાણ છે.

એવાં જૂથોએ સોવિયેત સરકારને માથે એ વખતે વરસાવેલી બીજી, ઓછામાં ઓછું એટલું કહીએ કે ગમે નહિ એવી, વાતોનો ઉલ્લેખ હું નહિ કરું.

પરંતુ તાજેતરમાં આખી દુનિયામાં બનેલા બનાવોએ મેન્શેવિકો તથા મવાળપંથી સમાજવાદી-ક્રાંતિકારીઓને ઘણું બધું શીખવી દીધું છે. હમણાં આપણાં અખબારોમાં પ્રગટ થયેલી, મેન્શેવિક કેંદ્રીય સમિતિની, તમામ મહેનતકશ લોકોને સંબોધિત, અપીલમાં[6] જણાવવામાં આવ્યું છે કે તેમને કોમ્યુનિસ્ટો જોડે વૈચારિક મતભેદો હોવા છતાં તેઓ હાલ અંગ્રેજ-અમેરિકી મૂડીદારોની આગેવાની ધરાવતા વિશ્વ સામ્રાજ્યવાદની સામે લડવાનું આવશ્યક ગણે છે.

ખરેખર, પારાવાર મહત્ત્વની ઘટનાઓ બની ગઈ છે. રુમાનિયામાં

અને ઑસ્ટ્રિયા-હંગેરીમાં કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતો સ્થાપવામાં આવી છે. જર્મનીમાં સોવિયેતોએ બંધારણસભાનો વિરોધ કર્યો છે અને નજીકના ભવિષ્યમાં, કદાચ થોડાંક અઠવાડિયાંમાં, હાઅઝે-શાઈદેમાન સરકાર ભાંગી પડશે અને તેના સ્થાને લીબ્કનેખ્તની સરકાર સ્થપાઈ જશે. સાથે સાથે જ, બ્રિટિશ તથા ફ્રેંચ મૂડીદારો રૂસી ક્રાંતિને કચડી નાખવાની અને એ રીતે વિશ્વક્રાંતિને અટકાવી દેવાની પૂરી કોશિશો કરી રહ્યા છે. હવે સૌ સમજે છે કે સંપેલી સામ્રાજ્યવાદી સત્તાઓની મુરાદો જર્મન સામ્રાજ્યવાદની મુરાદોને પણ ટપી ગઈ છે, જર્મનીને માથે લાદવામાં આવેલી શરતો બ્રેસ્તની સુલેહની શરતોથીયે બદતર છે, અને વધુમાં તેઓ ક્રાંતિને કચડી નાખવા માગે છે, આખી દુનિયાની પોલીસ બની રહેવા માગે છે. મેન્શેવિકોના ઠરાવમાં જોવા મળે છે કે બ્રિટિશ પવન કઈ દિશામાં ફૂંકાઈ રહ્યો છે તેની ખબર તેમને પડી ગઈ છે. હવે આપણે તેમને આઘા ન ધકેલવા જોઈએ પરંતુ એથી ઊલટું સામે જઈને તેમને અરધે રસ્તે મળવું જોઈએ, આપણી જોડે કાર્ય કરવાનો મોકો આપવો જોઈએ.

ગયા એપ્રિલમાં કોમ્યુનિસ્ટોએ બતાવી આપ્યું કે તેઓ સહકારી કારોબાર કરનારાઓની જોડે મળીને કાર્ય કરવાની વિરુદ્ધ નથી. કોમ્યુનિસ્ટોની ફરજ છે કે શહેરી સર્વહારાઓના સમર્થનના આધારે તેઓ કામમાં લગાવી શકાય એવા સર્વકોઈનો, અગાઉ સમાજવાદી સૂત્રો અપનાવનારા પરંતુ એ સૂત્રો વિજયી બની જાય અથવા પરાજિત થઈ જાય ત્યાં સુધી તેમને ખાતર લડત ચાલુ રાખવાની હિંમત ન દાખવી શકેલા લોકોનો, ઉપયોગ કરવાની આવડત કેળવે. માર્ક્સે કહ્યું છે કે સર્વહારા વર્ગે મૂડીદારોનું માલિકીહરણ કરવું જોઈએ અને નિમ્ન-મૂડીવાદી જૂથોનો ઉપયોગ કરવો જોઈએ. અને આપણે કહ્યું કે મૂડીદારો પાસેથી બધું લઈ લેવું જોઈએ પરંતુ ધનવાન ખેડૂતોની—કુલકોની[7]—ઉપર ખાલી દબાણ આણવું જોઈએ તથા તેમને અનાજની ઇજારદારીના નિયંત્રણ હેઠળ રાખવા જોઈએ. આપણે મધ્યમ કિસાનો જોડે સમજણ કરી લેવી જોઈએ, તેમને આપણા નિયંત્રણ હેઠળ આણવા જોઈએ, અને સાથે સાથે જ વાસ્તવમાં સમાજવાદી આદર્શોને પ્રવેગ આપવો જોઈએ.

આપણે નિખાલસતાથી જણાવી દેવું જોઈએ કે કામદારો અને ગરીબ કિસાનો સમાજવાદના આદર્શોને ખરેખર આગળ ધપાવવા માટે પોતાનાથી બનતું બધું જ કરશે, અને એ આદર્શોથી વેગળા રહેનારા લોકો હશે તો

આપણે એકલા જ આગળ ધપીશું. પરંતુ આ અત્યંત મુશ્કેલ સંઘર્ષમાં આપણને ખરેખર મદદ કરી શકે એવા દરેક માણસનો ઉપયોગ આપણે ચોક્કસ કરીશું જ.

ગયા એપ્રિલમાં આ સવાલોની ચર્ચાવિચારણા કરતી વેળા લોક કમિસાર મંડળે સહકારી કારોબાર કરનારાઓની જોડે સમજણ[8] કરી લીધી. એ એક જ મિટિંગ એવી હતી કે જેમાં બિનસરકારી સહકારી આંદોલનના સભ્યોએ તેમ જ સામ્યવાદી લોક કમિસારોએ ભાગ લીધો હતો.

અમે તેમની જોડે સમજણ કરી લીધી. એ એક જ મિટિંગ એવી હતી કે જેમાં સામ્યવાદી બહુમતી તરફથી નહિ પરંતુ લઘુમતી તરફથી, સહકારી કારોબાર કરનારાઓ તરફથી, નિર્ણય અપનાવવામાં આવ્યો હતો.

લોક કમિસાર મંડળે એવું પગલું લીધું કારણ કે તેણે સહકારી કારોબાર કરનારાઓના, તેમ જ તેમના તંત્રના, અનુભવ તથા જાણકારીનો ઉપયોગ કરવાનું આવશ્યક ગણ્યું.

તમે એ પણ જાણો છો કે પુરવઠાની સંઘટના સંબંધી ડિક્રી[9] થોડાક દિવસો પહેલાં અપનાવવામાં આવી હતી, રવિવારના 'ઇઝવેસ્તિયા'માં[10] પ્રગટ થઈ હતી, અને તેમાં સહકારી મંડળોને તેમ જ સહકારી આંદોલનને સારી એવી ભૂમિકા ફાળવવામાં આવી છે. તેનું કારણ એ છે કે સમાજવાદી આર્થિક સંઘટના સહકારી મંડળોના તંત્ર વગર અશક્ય છે, અને એ ક્ષેત્રમાં અત્યાર સુધી પુષ્કળ ભૂલો કરવામાં આવી છે. સોવિયેતો વહેંચણીના તેમ જ સોવિયેત દુકાનોની સંઘટનાના કામને ન પહોંચી વળી શકતી હોવા છતાં, કેટલાંક સહકારી મંડળોને બંધ કરી દેવામાં આવ્યાં છે અથવા તેમનું રાષ્ટ્રીયકરણ કરી નાખવામાં આવ્યું છે.

એ ડિક્રીમાં જોગવાઈ કરવામાં આવી છે કે સહકારી મંડળો પાસેથી જે કંઈ છીનવી લેવામાં આવ્યું હોય તે બધું તેમને પરત કરવામાં આવે.

સહકારી મંડળોનું રાષ્ટ્રીયકરણ રદ કરી નાખવાનું છે અને તેમને ફરી સ્થાપવાનાં છે.

એ વાત ખરી છે કે જે સહકારી મંડળોમાં પ્રતિક્રાંતિકારીઓ ઘૂસી ગયા હતા તેમના સંબંધમાં ડિક્રી સાવચેત છે. અમે સ્પષ્ટ જણાવ્યું છે કે એ સંબંધમાં સહકારી મંડળોના કાર્ય ઉપર નિયંત્રણ રાખવું જોઈએ, પરંતુ તેમનો પૂરો ઉપયોગ કરવો જોઈએ.

તમે બધા બરાબર સમજો છો કે સર્વહારા વર્ગનાં મુખ્ય કર્તવ્યોમાંનું

એક પુરવઠાની તથા ખોરાકની વહેંચણીની તાત્કાલિક તથા રીતસરની સંઘટના કરવાનું છે.

આપણી પાસે જરૂરી અનુભવ ધરાવતું તંત્ર છે, અને અત્યંત મહત્ત્વની વાત કે તે પ્રજાકીય પહેલકદમી ઉપર આધારિત છે, એટલે આપણે તેને એ કર્તવ્યો પૂરાં કરવામાં લગાવી દેવું જ જોઈએ. એ સંઘટનોનું સર્જન કરનારા લોકોની પહેલકદમીનો ઉપયોગ કરવાની બાબત મહત્ત્વની છે. એ કાર્યમાં સાધારણ લોકોને ખેંચવા જોઈએ, અને આપણે સહકારી મંડળો માટે, ખાસ કરીને કામદારોનાં સહકારી મંડળો માટે, નિર્ધારિત કરવાનું મુખ્ય કર્તવ્ય એ જ છે.

ખોરાકના પુરવઠા અને વહેંચણીની વાત તો સૌ સમજે છે. પુસ્તકોનું જ્ઞાન જરાય ન ધરાવતો માણસ પણ એ વાત સમજે છે. અને રશિયામાં મોટા ભાગના લોકો હજી અણજાણ તથા નિરક્ષર છે કારણ કે મહેનતકશ તથા શોષિત લોકોને શિક્ષણ મેળવતા અટકાવવાની પૂરી કોશિશો કરવામાં આવી હતી.

તેમ છતાં જનતાની અંદર ઘણીબધી ચેતનમય પ્રતિભાઓ મોજૂદ છે જે ભારે શક્તિ, કલ્પના થઈ શકે તેનાથી ઘણી વધારે શક્તિ, દાખવી શકે એમ છે. એટલે કામદારોનાં સહકારી મંડળોની ફરજ છે કે તેઓ એવા માણસોનો ઉપયોગ કરે, તેમને ગોતી કાઢે અને ખોરાકના પુરવઠા તથા વહેંચણીના ક્ષેત્રમાં પ્રત્યક્ષ કામગીરીઓ સોંપે. સમાજવાદી સમાજમાં એક જ આખું સહકારી સંઘટન અંકિત છે.

મને જરાય શંકા નથી કે કામદારોનાં સહકારી મંડળોમાંની પ્રજાકીય પહેલકદમી કામદારોનાં સહકારી મંડળોને એક જ મોસ્કો નગર ઉપભોક્તા કોમ્યુનમાં પલટાવી નાખશે.

વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ,
પાંચમી રશિયન આવૃત્તિ, ખંડ ૩૭, પૃષ્ઠ ૨૦૧-૨૦૬

## કામદાર સહકારી મંડળોની ત્રીજી કૉંગ્રેસમાં પ્રવચન [11]

### ૯ ડિસેંબર, ૧૯૧૮

(**જોરદાર તાળીઓનો ગડગડાટ**) સાથીઓ, આજે કામદાર સહકારી મંડળોની સમક્ષ મહત્ત્વનાં આર્થિક અને રાજકીય કર્તવ્યો ઉપસ્થિત છે. પહેલા અને બીજા બેઉ પ્રકારનાં કર્તવ્યો આર્થિક અને રાજકીય સંઘર્ષનાં અવિભાજ્ય અંગો છે. તાત્કાલિક કર્તવ્યોના સંબંધમાં હું "સહકારી મંડળો જોડે સમાધાન"ના અર્થ ઉપર ભાર મૂકવા માગું છું. હમણાં હમણાં અખબારોમાં વારંવાર ચર્ચાતું એ સમાધાન મૂડીદાર વર્ગ જોડેના સમાધાનથી મૂળભૂત રીતે જુદું છે. મૂડીદાર વર્ગ જોડેનું સમાધાન એટલે દગાખોરી, એથી ઓછું કંઈ જ નહિ. અત્યારે આપણે જેની વાત કરી રહ્યા છે એ સમાધાન બહુ ખાસ પ્રકારનું છે. સોવિયેત સરકારનું જર્મની જોડેનું સમાધાન — જેનાં અમુક પરિણામો આવ્યાં છે — અને મૂડીદાર વર્ગ જોડે કામદાર વર્ગના સમાધાન — જે દેશને માટે હાનિકારક અને ઘાતક પણ નીવડે — વચ્ચે જમીન આસમાનનું છેટું છે. એ બીજા પ્રકારના સમાધાનના બહાનાનો અર્થ છે કામદાર વર્ગનો તેમ જ સમાજવાદનાં મૂળતત્ત્વોનો પૂરેપૂરો દ્રોહ. જે સમાજવાદીઓ સુપેરે જાણે છે કે પોતાનું મુખ્ય કર્તવ્ય મૂડીદાર વર્ગ તથા મૂડી સામે લડવાનું છે, તેઓ આ તફાવતને સમજે છે.

આપણે સૌ બહુ સારી રીતે સમજીએ છીએ કે આપણા વર્ગસંઘર્ષમાં એક જ વિકલ્પ છે: કાં તો મૂડીના અથવા કામદાર વર્ગના શાસનને માન્યતા. આપણે જાણીએ છીએ કે નિમ્ન-મૂડીવાદી પાર્ટીઓના પોતાની નીતિ ઘડવા તથા અમલમાં મૂકવાના સઘળા પ્રયાસો શરૂ થતાં પહેલાં જ નાકામયાબ થઈ

જવાના છે. વિવિધ નિમ્ન-મૂડીવાદ પાર્ટીઓ તથા જૂથોના પોતાની નીતિને અમલી બનાવવાના કેટલાય પ્રયાસો આપણે સાફ જોયા તથા અનુભવ્યા છે, અને આપણે જાણીએ છીએ કે વચલાં પરિબળોના બધા પ્રયાસો ચોક્કસ નિષ્ફળતામાં જ પરિણમવાના છે. બહુ ચોક્કસ સંજોગોને કારણે, રશિયામાં કાબૂ જમાવી શકે એવાં, તેના કિસ્મતનો ફેંસલો એક અથવા બીજી રીતે કરી શકે એવાં, બે કેંદ્રવર્તી પરિબળો એકબીજાની સામે ખડાં છે. હું તો એથીયે આગળ વધીને કહીશ કે આખી દુનિયાનું સંઘટન અને સંચાલન તેમાંથી એક અથવા બીજું કેંદ્રવર્તી પરિબળ કરી રહ્યું છે. રશિયાના સંબંધમાં તો હું એકદમ ચોક્કસ રીતે કહી શકું કે વિશિષ્ટ આર્થિક સંજોગોને કારણે માત્ર એ બે પરિબળોમાંથી કોઈ એક જ કાબૂ જમાવી શકે એમ છે. બાકીનાં, એ બેની વચ્ચેનાં, પરિબળો ભલે સંખ્યાબંધ હોય પરંતુ ઝાઝો પ્રભાવ કદી ન જ પાડી શકે.

હાલની વેળાએ સોવિયેત સત્તાધારીઓને સહકારી મંડળો જોડે સમાધાનના સવાલ ઉપર ધ્યાન આપવાનું જ છે. એપ્રિલમાં આપણે નિર્ધારિત લક્ષ્યોથી વેગળા ખસી ગયા અને છૂટછાટો આપી. સાવ સ્વાભાવિક વાત છે કે જે દેશમાં સઘળા વર્ગોને ખતમ કરવામાં આવી રહ્યા હોય ત્યાં કોઈ વર્ગીય સહકારી મંડળો ન જ હોવાં જોઈએ, પરંતુ હું ફરી વાર કહું છું કે એ સમયના સંજોગોમાં અમુક વિલંબ આવશ્યક હતો અને આપણે થોડાક મહિના ઢીલનું વલણ અખત્યાર કર્યું. તેમ છતાં, આપણે સૌ સમજીએ છીએ કે સોવિયેત સરકાર પોતાના હાલના ધોરણને કદી નહિ છોડે. એ વખતે આપણે જગતમાં એકલા અટૂલા હતા એટલે એવી છૂટછાટો આપવી પડી. આપણા કાર્યની મુશ્કેલીઓ એ છૂટછાટોમાં કારણભૂત હતી. સર્વહારા વર્ગે હાથમાં લીધેલાં આર્થિક કર્તવ્યોને કારણે આપણે અમુક નિમ્ન-મૂડીવાદી ટેવો સાંખી લેવી પડી અને ચાલુ રાખવી પડી. અહીંયાં મુદ્દો એ છે કે મહેનતકશ અને શોષિત લોકોના સમગ્ર સમુદાયની પ્રવૃત્તિનું સંચાલન અને સમન્વય આપણે એક અથવા બીજી રીતે સુનિશ્ચિત બનાવવાં જ જોઈએ. આપણે હરઘડી લક્ષમાં રાખવું જ જોઈએ કે સર્વહારા વર્ગને આપણા તરફથી શાની જરૂર છે. પ્રજાકીય સરકારે યાદ રાખવું જ જોઈએ કે જ્યારે નિમ્ન-મૂડીવાદી વર્ગના વિવિધ વિભાગોને છેવટે સમજણ પડી જાય કે બીજો કશો ઉપાય નથી, દેશનું સંચાલન વચલી રીતે કરવાની તમામ ઉમેદો તદ્દન ખતમ થઈ ગઈ છે, ત્યારે તેઓ વધારે ને વધારે પ્રમાણમાં શાસક કામદાર વર્ગને પક્ષે આવતા

જશે. જે ઘડીએ ખરા પ્રજાકીય નિર્ધારની આણ ફેલાઈ ગઈ ત્યારે લોક-મંછાને લગતાં બધાં અજબગજબનાં સૂત્રો, તમામ અધકચરાં પગલાં માટે આડશ બની રહેતાં બંધારણસભાનાં તથા એવાં જ બીજાં સૂત્રો, એકદમ સાફ થઈ ગયાં. તમે નજરે જોઈ શકો છો કે શું બન્યું અને એ બધાં સૂત્રો, અધકચરાં પગલાંનાં સૂત્રો, કેવી રીતે પવનમાં ઊડી ગયાં. અમુક ચોક્કસ વેળાએ, રશિયાની જેમ જ આખી દુનિયામાં ક્રાંતિ દરમિયાન એમ બનતું આપણે જોઈ શકીએ.

આખા કામદાર વર્ગમાં આવી ખોફનાક નફરત પેદા કરનારું સમાધાન, અને આપણે હાલ જેની હિમાયત કરીએ છીએ એ સમાધાન — તમામ નાના કિસાનો, સઘળા છોટા મૂડીવાદીઓ, જોડે સમજણ વચ્ચેનો તફાવત હું તમને બતાવવા માગું છું. બ્રેસ્તની સુલેહના સમયે, આપણે સંધિની આકરી શરતો માની લીધી ત્યારે, કહેવામાં આવતું હતું કે વિશ્વક્રાંતિની મુદ્દલ આશા નથી, રાખી શકાય જ નહિ. આપણે જગતમાં સાવ અટૂલા હતા. આપણે જાણીએ છીએ કે સંધિને કારણે ઘણી પાર્ટીઓ આપણાથી વેગળી ધકેલાઈ ગઈ હતી અને મૂડીદાર વર્ગ જોડે ભળી ગઈ હતી. એ વખતે આપણે તરેહવાર ભયંકર અનુભવો વેઠી લેવા પડયા હતા. થોડાક મહિના પછી આપણને સમજાઈ ગયું કે પસંદગીનો સવાલ જ નથી, વચલો માર્ગ છે જ નહિ.

જર્મનીમાં ક્રાંતિ[12] થઈ ત્યારે સૌને ભાન થયું કે આખી દુનિયામાં ક્રાંતિનો જુવાળ ફેલાઈ રહ્યો છે, બ્રિટન, ફ્રાંસ, અને અમેરિકા પણ એ જ રસ્તે, આપણે જ માર્ગે, જઈ રહ્યાં છે! આપણા નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ તેમના આશ્રયદાતાઓને પગલે પગલે જઈ રહ્યા હતા ત્યારે તેમને ખબર નહોતી કે પોતે ક્યાં દોરાઈ રહ્યા છે, તેમને ખબર નહોતી કે પોતે મૂડીવાદી માર્ગે દોરાઈ રહ્યા છે. હવે આપણે જર્મન ક્રાંતિના ઉદાહરણમાંથી જોઈએ છીએ કે લોકશાહીના એ પ્રતિનિધિઓ અને રક્ષકો, એ વિલ્સનો તથા તેમના સાગરીતો, આપણે માથે લાદવામાં આવેલી બ્રેસ્ત સંધિથીયે બદતર સંધિઓ પરાજિત રાષ્ટ્રને માથે લાદી રહ્યા છે. આપણી નજરમાં તો એકદમ સ્પષ્ટ છે કે આંતરરાષ્ટ્રીય ભાપણખોરી હવે પશ્ચિમની ઘટનાઓ અને નવી પરિસ્થિતિને કારણે નાદાર બની ગઈ છે. હવે દરેક રાષ્ટ્રના રૂપરંગ બની શકે એટલા સ્પષ્ટ થઈ ગયા છે. હવે મુખવટા ખેંચાઈ ગયા છે, અને સઘળા ભ્રમો ઈતિહાસના ઘણ વડે છિન્નભિન્ન થઈ ગયા છે.

સ્વાભાવિક છે કે સંક્રમણ દરમિયાન હંમેશાં જોવા મળતાં એવાં ઢચુપચુ તત્ત્વોની બાબતમાં સોવિયેત સરકારે પોતાના પ્રભાવ અને પ્રતિષ્ઠાનો પૂરો ઉપયોગ કરવો જોઈએ, જેથી હાલ આપણે જે કર્તવ્યો અપનાવી રહ્યા છીએ, એપ્રિલમાં શરૂ થયેલી આપણી નીતિને જે કર્તવ્યો પુષ્ટિ આપે છે, તેને પાર પાડી શકાય. એ વખતે આપણે નિર્ધારિત લક્ષ્યોને થોડા સમય પૂરતાં મુલતવી રાખી દીધાં હતાં, એ વખતે આપણે જાણીજોઈને અને ઉઘાડી રીતે કેટલીક છૂટછાટો આપી હતી.

કોઈએ સવાલ કરેલો કે આ પંથે આપણે ચોક્કસ કયા બિંદુએ છીએ. હવે સમગ્ર યુરોપ સાફ જુએ છે કે આપણી ક્રાંતિ પ્રયોગની કક્ષાએ નથી રહી, આપણી તરફ સભ્ય રાષ્ટ્રોનું વલણ હવે બદલાઈ ગયું છે. તેઓ હવે સમજે છે કે આ સંબંધમાં આપણે કશુંક નવીન વિરાટ કાર્ય કરી રહ્યા છીએ, આપણને આટલી બધી પરેશાનીઓ એ કારણે વેઠવી પડેલી કે આપણે લગભગ બધો વખત સાવ અટૂલા હતા, સમગ્ર આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગ તરફથી એકદમ તરછોડાયેલા હતા. એ બાબતમાં આપણે કેટલીય ગંભીર ભૂલોના અપરાધી રહ્યા છીએ, અને તેને આપણે કોઈ રીતે છુપાવતા નથી. આપણે બેશક સમગ્ર વસતિની એકતા સાધવી જોઈતી હતી, તેમાં કોઈ જાતના ભાગલા નહોતા પાડવા જોઈતા. એ કાર્ય આપણે અત્યાર સુધી ન કર્યું હોય તો ક્યારેક તેને શરૂ કરવાનું જ છે. આપણે ઘણાં સંગઠનો જોડે સંકળાઈ જવાનું પગલું તો લઈ ચૂક્યા છીએ. હવે કામદાર સહકારી મંડળો અને સોવિયેત સંઘટનોને પરસ્પર સાંકળી લેવાં જોઈએ. આ વરસના એપ્રિલથી આપણે અનુભવના આધારે સંઘટના કરી રહ્યા છીએ અને આપણે હસ્તક સામાજિક તથા રાજકીય પરિબળોનો ઉપયોગ કરી રહ્યા છીએ. આપણે પુરવઠાની અને સમગ્ર વસતિમાં માલની વહેંચણીની સંઘટના કરી રહ્યા છીએ. આપણે આપણા દરેક પગલાને ચકાસી જોયું છે કારણ કે આર્થિક દૃષ્ટિએ પછાત આપણા દેશમાં એવી સંઘટના કરવાનું ખાસ મુશ્કેલ રહ્યું છે. સહકારી મંડળો જોડે કરારો પહેલી વાર એપ્રિલમાં કરવામાં આવ્યા હતા, અને પુરવઠા તથા વહેંચણીના સંપૂર્ણ એકીકરણ તથા સંઘટના અંગે જાહેર કરવામાં આવેલી ડિક્રીનો ઉદ્દેશ પણ એ જ છે.

આ પહેલાંના વક્તાએ પિટર્સબર્ગની વાત કરતી વેળા ઘર્ષણનો ઉલ્લેખ કર્યો હતો. આપણે જાણીએ છીએ કે ઘર્ષણ તો લગભગ દરેક ઠેકાણે જોવા મળે છે. આપણે વધુમાં જાણીએ છીએ કે એવું ઘર્ષણ સાવ અનિવાર્ય છે

કેમ કે એવો સમય આવી ગયો છે જ્યારે એકબીજાથી તદ્દન નિરાળાં બે તંત્રો પરસ્પર મળી અને ભળી રહ્યાં છે. પરંતુ આપણે જાણીએ છીએ કે આપણે તેમાંથી પસાર થવાનું જ છે કેમ કે તે અનિવાર્ય છે. બરાબર એવી જ રીતે તમારે સમજી લેવું જોઈએ કે કામદાર સહકારી મંડળોના લાંબા ગાળાના પ્રતિકારનું પરિણામ આખરે સોવિયેત સરકારના અવિશ્વાસમાં, એકદમ વાજબી અવિશ્વાસમાં, આવ્યું છે.

તમે કહો છો કે તમારે સ્વતંત્રતા જોઈએ છે. સાવ સ્વાભાવિક છે કે જે કોઈ એવી માગણી કરે તે અવિશ્વાસ પેદા કરે જ. તમે ઘર્ષણની ફરિયાદ કરતા હો અને તેને ટાળવા માગતા હો તો તમારે પહેલાં સ્વતંત્રતાનો ખ્યાલ છોડી દેવો જોઈએ કારણ કે, આપણે સૌ વધારે ને વધારે મક્કમ જોડાણની કોશિશો કરી રહ્યા છીએ ત્યારે, જે કોઈ એવા ખ્યાલને વળગી રહે તે સોવિયેત સત્તાનો દુશ્મન જ છે. એક વાર કામદાર સહકારી મંડળો એકદમ સ્પષ્ટ, પ્રમાણિક, અને ખુલ્લી રીતે સોવિયેત સરકાર જોડે એકસૂત્રે સંકળાઈ જાય એટલે ઘર્ષણો ખતમ થવા લાગશે. હું બહુ સારી રીતે જાણું છું કે બે જૂથો પરસ્પર ભળી જાય ત્યારે શરૂઆતમાં કાર્ય સરળ રીતે નથી ચાલતું. તેમ છતાં, થોડા સમયમાં એક જૂથ બીજા જૂથનો વિશ્વાસ હાંસલ કરી લે ત્યારે બધું ઘર્ષણ ધીરે ધીરે ઓસરી જાય છે. પરંતુ બેઉ જૂથ એકબીજાથી અળગાં રહે તો આંતર-વિભાગીય ઘર્ષણ સતત ચાલુ રહેવાનો સંભવ છે. મને તો સમજાતું જ નથી કે સ્વતંત્રતાને આ બાબત જોડે શો સંબંધ છે. આખર આપણે સૌ સંમત છીએ કે પુરવઠા અને વહેંચણીને લાગેવળગે છે ત્યાં સુધી આખો સમાજ એક જ મોટું સહકારી સંઘટન બની રહેવો જોઈએ. આપણે સૌ સંમત છીએ કે સમાજવાદી સિદ્ધિઓમાંની એક સહકારી મંડળોમાં અંકિત છે. સમાજવાદી સિદ્ધિઓની મોટી મુશ્કેલી તેમાં જ સમાયેલી છે. વિજયની મુશ્કેલી અને કર્તવ્ય તેમાં જ સમાયેલાં છે. મૂડીવાદ જાણીજોઈને વસતિમાં ફૂટ પાડે છે. એ ફૂટ સમૂળી ખતમ થઈ જવી જોઈએ, અને આખો સમાજ મહેનતકશ લોકોના એક જ સહકારી સંઘટનમાં પલટાઈ જવો જોઈએ. અલગ અલગ જૂથોની કોઈ જાતની સ્વતંત્રતાનો સવાલ હોઈ શકે નહિ અને ન જ હોવો જોઈએ.

મેં હમણાં જેની વાત કરી એવા સહકારી સંઘટનમાં સમાજવાદના વિજયનું કર્તવ્ય અંકિત છે. એટલે જ આપણે કહીએ છીએ કે આપણી અંદર વ્યક્તિગત બાબતો અંગે ભલે ગમે એવો મતભેદ હોય તોપણ આપણે

મૂડીવાદ જોડે કોઈ જાતની સમજણ નહિ જ કરીએ અથવા આપણા સંઘર્ષના સિદ્ધાંતોથી વેગળું કોઈ કદમ નહિ જ ઉઠાવીએ. આપણે સામાજિક વર્ગોના વિભાગો જોડે હાલ જે સમજણ કરવાના છીએ તે મૂડીદાર વર્ગ કે મૂડી જોડેની નહિ પરંતુ કામદારો તથા લોકશાહીવાદીઓનાં અલગ અલગ જૂથો જોડેની સમજણ છે. એવી સમજણમાં બીવા જેવું કશું જ નથી કારણ કે એ વિભાગો વચ્ચેનો આખો તફાવત ક્રાંતિના અગ્નિમાં ખતમ થઈ જશે, તેની એક પણ નિશાની બાકી નહિ રહે. હવે આપણને એવા એક જ વિશ્વ સહકારી સંઘટનમાં ખુલ્લા દિલે સામેલ થઈ જવાના એક જ સર્વસામાન્ય નિર્ધારની જરૂર છે, બસ. સોવિયેત સરકાર અને સહકારી મંડળોએ અત્યાર સુધી જે કંઈ કર્યું છે તેનું એકીકરણ સાધી લેવું જોઈએ. સોવિયેત સરકારની છેલ્લી ડિક્રીનું સારતત્ત્વ એવું છે. ડિક્રીની ગેરહાજરીમાં ઘણી જગ્યાઓએ સોવિયેત સરકારના પ્રતિનિધિઓનું વલણ એવું જ રહ્યું છે. સહકારી મંડળોએ સાધેલા પારાવાર ઇષ્ટને સોવિયેત સરકારે સાધેલા પારાવાર ઇષ્ટ જોડે ભેળવી દેવું જોઈએ. આઝાદી ખાતર લડતા સઘળા વસતિ-વિભાગોને એક જ મજબૂત સંગઠનમાં સાંકળી લેવા જોઈએ. આપણે જાણીએ છીએ કે ઑક્ટોબર ક્રાંતિ પછી ખાસ કરીને આરંભના મહિનાઓમાં આપણે ઘણી ભૂલો કરી છે. પરંતુ આજથી, આટલો વખત વીતી ગયા પછી, આપણે વસતિની પૂરેપૂરી એકતા અને સર્વસંમતિ સાધી લેવાના પ્રયાસો કરવાના છે. તેને માટે બધું સોવિયેત સત્તા હેઠળ આવી જવું જોઈએ, અને અલગ અલગ જૂથોની કે કામદાર સહકારી મંડળોની કોઈ જાતની "સ્વતંત્રતા" અંગેના સઘળા ભ્રમોને બને એટલી ઝડપથી ખતમ કરી નાખવા જોઈએ. ભૂતકાળમાં કોઈ રીતે પાછા ફરવાની આશાઓ જ્યાં હજી બાકી હોય ત્યાં જ "સ્વતંત્રતા"ની એવી આશાઓ સંભવી શકે.

અગાઉ પશ્ચિમી રાષ્ટ્રો આપણને અને આપણા સમગ્ર ક્રાંતિકારી આંદોલનને કૌતુકની બાબત ગણતાં હતાં. તેઓ કહેતાં: "ભલે લોકો ઠેકડા મારી લેતા, આપણે જોતાં રહીશું કે આખર શું થાય છે... અજબ છે આ રૂસી લોકો!.." હવે "અજબ રૂસી લોકોએ" આખી દુનિયાને બતાવી દીધું છે કે તેમના "ઠેકડા"નો અર્થ કેવો છે. **(તાળીઓનો ગડગડાટ)**

હાલની વેળાએ જ્યારે જર્મન ક્રાંતિ શરૂ થઈ ગઈ છે ત્યારે એક વિદેશી કોન્સલે ઝિનોવિયેવને કહ્યું: "આ ઘડીએ કહેવું મુશ્કેલ છે કે બ્રેસ્ત સુલેહનો બહેતર ઉપયોગ કોણે કર્યો છે—તમે કે અમે."

તેણે એમ કહ્યું કારણ કે સૌકોઈ એમ જ કહેતું હતું. સૌને સમજાઈ ગયું કે આ તો મહાન વિશ્વ ક્રાંતિનો કેવળ આરંભ જ છે. અને આ મહાન ક્રાંતિ પછાત અને "અજબ" રૂસી લોકોએ શરૂ કરી છે... ઈતિહાસની રીતો ખરેખર વિચિત્ર હોય છે: મહાન વિશ્વ આંદોલનની આગેવાની કરવાનું ગૌરવ એક પછાત દેશને મળ્યું. આખી દુનિયાના મૂડીદારો એ આંદોલનને જોઈ રહ્યા છે અને સમજે છે. આ જવાળા જર્મની, બેલ્જિયમ, સ્વિટ્ઝરલૅંડ, અને હોલૅંડમાં ફેલાઈ ગઈ છે.

આ આંદોલન દરરોજ વધારે ને વધારે જોર પકડતું જાય છે, ક્રાંતિકારી સોવિયેત સરકાર દરરોજ વધારે વિકસતી જાય છે, વધારે તાકાતવાન બનતી જાય છે. એટલે જ મૂડીદાર વર્ગે હવે સવાલો તરફ સાવ જુદું જ વલણ અખત્યાર કર્યું છે. હવે વિશ્વ મૂડીવાદની ઉપર કુહાડાનો ઘા પડવાની અણીએ છે ત્યારે અલગ અલગ પાર્ટીઓની કોઈ જાતની સ્વતંત્રતાનો સવાલ બિલકુલ હોઈ શકે જ નહિ. તેનું અત્યંત સચોટ ઉદાહરણ અમેરિકા પૂરું પાડે છે. અમેરિકા વધારેમાં વધારે લોકશાહીવાદી દેશોમાંનો એક છે, મહાન લોકશાહીવાદી સામાજિક પ્રજાસત્તાક છે. બધા કાનૂની સવાલોના ખરા ઉકેલની અપેક્ષા આપણે એ દેશમાં—તમામ ચૂંટણી અધિકારો અને મુક્ત રાજ્યના સઘળા અધિકારો ધરાવતા દેશમાં—નહિ તો બીજે ક્યાં રાખી શકીએ? પરંતુ આપણે જાણીએ છીએ કે ત્યાં, લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં, એક પાદરીની કેવી દશા થઈ: તેને ડામર ચોપડવામાં આવ્યો અને એટલા બધા કોરડા ફટકારવામાં આવ્યા કે લોહીની ધારાઓ ધૂળમાં વહેવા લાગી. અને એવો બનાવ મુક્ત દેશમાં બન્યો, લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં બન્યો. "માનવતામય" "માનવપ્રેમી" વાઘ-વિલ્સનો તથા તેમના સાગરીતોએ એમ બનવા દીધું. એ વિલ્સનો હવે જર્મનીની, પરાજિત દેશની, બાબતમાં શું કરી રહ્યા છે? વિશ્વ સંબંધોનાં ચિત્રો આપણી સામે પૂરેપૂરાં પ્રદર્શિત છે! વિલ્સનો પોતાના મિત્રોની સામે શું ધરી રહ્યા છે તેનું સારતત્ત્વ આપણને ભારે પ્રતીતિ કરાવતાં એ ચિત્રોમાં જોવા મળે છે. વિલ્સનોએ આપણા આખા મુદ્દાને જાણે જોતજોતામાં ખરો સાબિત કરી દીધો છે. એ સજજનોએ—મુક્ત કરોડપતિઓએ, જગતના "અધિકતમ માનવતામય" લોકોએ—કોઈ પણ રૂપની "સ્વતંત્રતા" વિશે વાત કરવાની, સ્વપ્ન સેવવાનીયે, પોતાના મિત્રોની ટેવને જાણે પલકારામાં ખતમ કરી નાખી છે. તેમણે જાણે તમારી સામે વિકલ્પ સાફ સાફ રજૂ કરી દીધો છે:

કાં તો મૂડીવાદી પદ્ધતિની હિમાયત કરો અથવા સોવિયેતોની હિમાયત કરો. તેમણે જાણે કહી દીધું છે: તમારે આમ કરવાનું છે કારણ કે અમે, તમારા મિત્રો, બ્રિટિશ, અમેરિકનો — વિલ્સનો, તથા ફ્રેંચ — ક્લેમાંસોના દોસ્તો, તમને એમ કરવાનું કહી રહ્યા છીએ.

એટલે, કોઈ જાતની સ્વતંત્રતા બાકી રહે એવી કશી આશા તમારે બિલકુલ રાખવાની જ નથી. એ શક્ય જ નથી, અને એવું સ્વપ્ન સેવવાનો કશો જ અર્થ નથી. જ્યારે એક તરફ મિલકતની રક્ષાનો સવાલ ચોક્કસ રૂપમાં ઊભો થઈ ગયો હોય, અને બીજી તરફ સર્વહારા વર્ગે પોતાનો પંથ ખોળી લીધો હોય, ત્યારે વચલું ધોરણ શક્ય જ નથી. જીવનવૃક્ષની ડાળીઓ કાં તો મૂડી જોડે ગાઢ રૂપે વણાઈ જાય અથવા એથીયે વધારે ગાઢ રૂપે સોવિયેત પ્રજાસત્તાક જોડે વણાઈ જાય. સૌકોઈને એકદમ સાફ સમજાઈ ગયું છે કે સમાજવાદ સાકાર બનવાના તબક્કામાં દાખલ થઈ ચૂક્યો છે. સૌકોઈને સાફ સમજાઈ ગયું છે કે નિમ્ન-મૂડીવાદી ધોરણોને સાર્વજનીન મતાધિકાર મારફત ચાલુ રાખવાનું અથવા જાળવી રાખવાનું તદ્દન અશક્ય છે. સજ્જનો વિલ્સનો કદાચ એવા ભ્રમો ધરાવતા હોય, અથવા ખરું કહીએ તો તેઓ એવા ભ્રમો નથી ધરાવતા પરંતુ એવા ભ્રમોને પોષીને પોતાનાં લક્ષ્યોને સુંદર સાજ સજાવવાની કોશિશો કરે છે, પરંતુ એવી પરીકથાઓને માની લેનારા માણસો તમને આજકાલ ઝાઝા નહિ મળે. એવા લોકો અસ્તિત્વમાં હશે તો કેવળ ઇતિહાસના વિરલ નમૂનાઓ અથવા સંગ્રહસ્થાનમાં પ્રદર્શિત વસ્તુઓ તરીકે જ. **(તાળીઓનો ગડગડાટ)**

મારે કહેવું જ જોઈએ કે સહકારી આંદોલનની "સ્વતંત્રતા" જાળવી રાખવા અંગે તમારી અંદર છેક આરંભથી ઊભા થયેલા મતભેદો સાવ નકામા ધમપછાડા છે, જે ઇષ્ટ ઉકેલની કશી આશા વગર ખતમ થઈ જવાના છે. આ સંઘર્ષ ગંભીર નથી અને લોકશાહીના સિદ્ધાંતો જોડે ટકરાય છે. પરંતુ નવાઈ પામવાની જરૂર નથી કેમ કે વિલ્સનો પણ "લોકશાહીવાદીઓ" છે. તેઓ કહે છે કે તેમને તો એક વાર ખાલી એકસંપી સાધી લેવાની છે કારણ કે આખું રશિયા, આખું હિંદુસ્તાન, અને આખી દુનિયા ખરીદી શકાય એટલા બધા ડૉલર તેમની પાસે છે. તેમની ટોળકીનો સરદાર વિલ્સન છે, તેમનાં ખીસાંમાં ડૉલર ઠસોઠસ ભરેલા છે, અને એટલે જ તેઓ રશિયા, હિંદુસ્તાન, તેમ જ બીજું બધું ખરીદી લેવાની વાતો કરે છે. પરંતુ તેઓ ભૂલી જાય છે કે મૂળભૂત આંતરરાષ્ટ્રીય સવાલો સાવ જુદી રીતે

પતાવવામાં આવે છે, અને કેવળ અમુક લોકો જ, ચોક્કસ સંજોગોમાં, કદાચ તેમનાં નિવેદનોથી પ્રભાવિત થાય. તેઓ ભૂલી જાય છે કે જગતનો સૌથી તાકાતવાન વર્ગ જેને રોજ રોજ અપનાવી રહ્યો છે, અને આપણી આ કૉંગ્રેસ પણ ચોક્કસ સર્વાનુમતે જેને અપનાવશે, એ ઠરાવોમાં કેવળ એકમાત્ર વિશ્વવ્યાપી સર્વહારા વર્ગીય સરમુખત્યારીને જ બિરદાવવામાં આવી રહી છે. આપણી કૉંગ્રેસ એવો ઠરાવ અપનાવીને જે માર્ગ લેશે તે, આજે અહીંયાં ચર્ચાઈ રહી છે એવી "સ્વતંત્રતા"ની દિશામાં, જતો નથી અને જઈ શકે નહિ. તમે જાણો છો કે કાર્લ લીબ્કનેખ્તે નિમ્ન-મૂડીવાદી કિસાનોનો ચોક્કસ વિરોધ કર્યો છે એટલું જ નહિ પરંતુ એવી જ રીતે સહકારી આંદોલનનોયે વિરોધ કર્યો છે. તમે જાણો છો કે એ જ કારણસર શાઈદેમાનની ટોળકી તેને સ્વપ્નસેવી તથા ઝનૂની ગણે છે, પરંતુ તમે જેવી રીતે મૅક્લીનને અભિવાદનનો સંદેશો મોકલ્યો છે એવી જ રીતે તેને પણ મોકલ્યો છે. આવી બાબતોમાં જગતના મહાન નેતાઓ જોડે ઐક્ય જાહેર કરીને તમે કેસરિયાં કરી લીધાં છે. તમારે તમારા ધોરણમાં અડગ રહેવાનું છે કારણ કે આ ઘડીએ તમે કેવળ તમારાં પોતાનાં હિતોની નહિ, કેવળ તમારા પોતાના અધિકારોની નહિ, પરંતુ લીબ્કનેખ્ત અને મૅક્લીનના અધિકારોનીયે રક્ષા ખાતર ખડા થઈ ગયા છો. રૂસી મેન્શેવિકોને સમાધાનની વગોવણી કરતા, અને કૈસરના ખાંધિયાઓ જોડે સમજાણ કરી લેનારા લોકોની વિરુદ્ધ દેકારા કરતા, મેં ઘણી વાર સાંભળ્યા છે. અને એવી ગલતી કરવામાં મેન્શેવિકો એકલા નહોતા. આખી દુનિયાએ આપણી તરફ આંગળી ચીંધેલી અને આપણે માથે આકરો આક્ષેપ લાદેલો—"સમાધાનીઓ". હવે જ્યારે વિશ્વક્રાંતિ શરૂ થઈ ગઈ છે, અને તેમને હાઅઝે તથા કાઉત્સ્કી જોડે કામ લેવાનું છે, ત્યારે આપણને આપણા ધોરણનું વર્ણન મઝાની રૂસી કહેવતના શબ્દોમાં કરવાનો અધિકાર છે: "આઘેરા ઊભા રહીને જુઓ કે આપણી સ્થિતિ કેવી સરસ છે"...

આપણે આપણી ખામીઓ જાણીએ છીએ, અને તે સહેલાઈથી બતાવી શકાય એવી છે. પરંતુ દૂરથી જોનારને તો બધું હકીકતમાં જેવું છે તેનાથી સાવ નિરાળું દેખાય છે. તમે જાણો છો કે એક વેળાએ બીજી પાર્ટીઓમાં સૌકોઈ આપણા વર્તન તથા નીતિને વખોડી કાઢતું હતું, અને હવે આખેઆખી પાર્ટીઓ[13] આપણી તરફેણ કરે છે અને આપણી જોડે મળીને કામ કરવા માગે છે. વિશ્વ ક્રાંતિકારી આંદોલનનું ચક્ર હવે એટલી હદ સુધી ફરી ગયું

છે કે આપણે કોઈ પણ જાતના સમાધાનથી ડરવા જેવું રહ્યું જ નથી. અને મને ખાતરી છે કે આપણી કૉંગ્રેસ પરિસ્થિતિમાંથી ખરો માર્ગ ચોક્કસ ખોળી કાઢશે જ. કેવળ એક જ માર્ગ છે—સહકારી આંદોલનને સોવિયેત સત્તા જોડે એકસૂત્રે સાંકળી લેવાનો. તમે જાણો છો કે બ્રિટન, ફ્રાંસ, અમેરિકા, અને સ્પેન આપણાં કૃત્યોને અખતરા ગણતા હતા. હવે તેમનો સૂર બદલાઈ ગયો છે. હવે તેમને ઘરઆંગણે પોતાના મામલાઓ સંભાળવા પડે છે. સાધનસરંજામની તેમ જ ભૌતિક તથા નાણાકીય દૃષ્ટિએ તેઓ આપણા કરતાં બેશક સારી પેઠે વધારે તાકાતવાન છે, પરંતુ આપણે જાણીએ છીએ કે તેઓ બહારના ચળકાટ છતાં અંદરથી સડી ગયેલાં છે. હાલ તેઓ આપણા કરતાં વધારે તાકાતવાન છે પરંતુ એ તાકાત તો બ્રેસ્તની સુલેહ કરવામાં આવી ત્યારે જર્મનીની હતી એવી તાકાત છે. આજે આપણને શું જોવા મળે છે? એ વખતે સૌએ સૌ આપણાથી દૂર ખસી ગયા હતા. હવે સોવિયેત પ્રજાસત્તાકને વધારે મજબૂત બનાવવામાં આપણા તરફથી ગાળવામાં આવતો દરેક મહિનો આપણે ખાલી આપણી પોતાની રક્ષામાં નહિ પરંતુ લીબ્કનેખ્ત અને મૅક્લીને શરૂ કરેલા કાર્યની રક્ષામાં પણ ગાળીએ છીએ, અને આપણે જોઈ રહ્યા છીએ કે બ્રિટન, ફ્રાંસ, અમેરિકા તથા સ્પેનમાં જર્મની જેવી જ બીમારી, એવી જ જવાળા, ફેલાઈ રહી છે, એ જવાળા સામ્રાજ્યવાદની વિરુદ્ધ કામદાર વર્ગના સાર્વજનીન અને વિશ્વવ્યાપી સંઘર્ષની છે. **(સતત તાળીઓનો ગડગડાટ)**

વ્લા. ઈ. લેનિન, સંગૃહીત કૃતિઓ,
પાંચમી રશિયન આવૃત્તિ, ખંડ ૩૭, પૃષ્ઠ ૩૪૨-૩૫૧

## મોટી સમસ્યાઓના સ્પષ્ટીકરણમાં નાનકડું ચિત્ર[14]

'બેદ્નોતા'[15]ના તંત્રી કોમરેડ સોસ્નોવ્સ્કીએ મને એક સરસ પુસ્તક આપ્યું છે. બને એટલી મોટી સંખ્યામાં કામદારો અને કિસાનોને એ પુસ્તકનો પરિચય કરાવવો જોઈએ. સમાજવાદી નિર્માણની અત્યંત મહત્ત્વની સમસ્યાઓ અંગે ઝળકતાં ઉદાહરણોના અદ્ભુત ચિત્રણવાળા એકદમ ગંભીર બોધપાઠો તેમાંથી તારવવાના છે. કોમરેડ આલેક્સાન્દર તોદોર્સ્કીએ લખેલા એ પુસ્તકનું નામ છે 'એક વરસ—બંદૂક અને હળના સંગાથમાં', અને તેને નાનકડા શહેર વેસ્યેગોન્સ્કમાં જિલ્લા કાર્યવાહક સમિતિએ ઑક્ટોબર ક્રાંતિની જયંતીના પ્રસંગે પ્રગટ કર્યું છે.

લેખકે વેસ્યેગોન્સ્ક જિલ્લામાં સોવિયેત સત્તાની સંઘટનાની જવાબદારી સંભાળતા માણસોના એક વરસના અનુભવનું વર્ણન કર્યું છે—પહેલાં આંતરવિગ્રહ, સ્થાનિક ધનવાન ખેડૂતોનો બળવો અને તેને દબાવી દેવાની કામગીરી, અને પછી "શાંતિમય સર્જનાત્મક જીવન". એ અંતરિયાળ જિલ્લામાં ક્રાંતિની ક્રિયાનું વર્ણન લેખકે એવી સાદી અને સાથે જીવંત રીતે કર્યું છે કે તેનું વિવરણ કહી સંભળાવવામાં તો અસર ઓછી થઈ જ જાય. આ પુસ્તકની બને એટલી બહોળી વહેંચણી કરવી જોઈએ, અને વાસ્તવિક જીવનના ઊંડાણમાં જનતાની અંદર અને જનતાની સાથે કાર્ય કરનારા બીજા ઘણા માણસો પોતાના અનુભવોનું વર્ણન લખે તો બહુ સારું. કેટલાક સેંકડા, અથવા ભલે કેટલાક ડઝન જ, એવાં વર્ણનોનું—ઉત્તમ, અત્યંત સત્યપરાયણ, તથા સાદાં અને સંખ્યાબંધ મૂલ્યવાન હકીકતો રજૂ કરતાં

વર્ણનોનું — પ્રકાશન સમાજવાદના ધ્યેયની બાબતમાં, ધંધાદારી પત્રકારો તથા લેખકોના — ઘણી વાર લખવાના કાગળ આડેથી વાસ્તવિક જીવનને જોઈ ન શકતા પત્રકારો અને લેખકોના — અખબારી તથા સામયિકી લેખો તેમ જ પુસ્તકો કરતાં, અસીમ પ્રમાણમાં વધારે ઉપયોગી સાબિત થશે.

કોમરેડ **તોદોર્સ્કીના** વર્ણનમાંથી એક નાનકડું ઉદાહરણ ટાંકું છું. તેમાં સૂચન કરવામાં આવ્યું છે કે "વેપારીના હાથ" "નકામા" ન રહેવા દેવા જોઈએ પરંતુ તેમને "કામે લગાવવાની" કોશિશ કરવી જોઈએ.

"...એવા ઉદ્દેશને લક્ષમાં રાખીને ત્રણ યુવાન, ફૂર્તિલા, અને વ્યવહારદક્ષ કારખાનદારો યેફ્રેમોવ, લોગિનોવ, તથા કોઝલોવને કાર્યવાહક સમિતિના કાર્યાલયમાં બોલાવવામાં આવ્યા અને લાકડાં વહેરવાની મિલ તથા ચામડાં કેળવવાનું કારખાનું બાંધીને ચાલુ કરવાનો હુકમ આપવામાં આવ્યો, ઇનકાર કરે તો કેદની સજાની અને બધી મિલકત જપ્ત કરી લેવાની ધમકી આપવામાં આવી. કામ તરત શરૂ થઈ ગયું.

"સોવિયેત સત્તાધારીઓએ માણસોની પસંદગીમાં ભૂલ નહોતી કરી. કારખાનદારોની તરફેણમાં એક વાત કહેવી જ જોઈએ — તેઓ લગભગ પહેલવહેલા સમજી ગયા હતા કે પોતાને 'આકસ્મિક અને ટૂંક સમયના મહેમાનો' જોડે નહિ પરંતુ સત્તા મક્કમપણે પોતાના હાથમાં લઈ લેનારા ખરા સ્વામીઓ જોડે કામ પાડવાનું છે.

"એટલું પૂરેપૂરી રીતે સમજી લીધું હોઈને, તેમણે કાર્યવાહક સમિતિના હુકમોના અમલની કામગીરી જોમથી ઉપાડી લીધી. તેના પરિણામે, હવે વેસ્યેગોન્સ્કમાં લાકડાં વહેરવાની મિલ પુરજોસ ચાલી રહી છે, સ્થાનિક વસતિની જરૂરતો પૂરી કરે છે, અને નવી બંધાઈ રહેલી રેલવે માટે ઑર્ડર મુજબનો માલ પૂરો પાડે છે.

"ચામડાં કેળવવાના કારખાનાની બાબતમાં, ઇમારત ખડી થઈ ગઈ છે, મોસ્કોથી આવેલ એંજિન, ડ્રમ, તથા બીજી યંત્રસામગ્રી ગોઠવવાનું કામ ચાલી રહ્યું છે. એટલે, દોઢ મહિનામાં કે વધારેમાં વધારે બે મહિનામાં વેસ્યેગોન્સ્ક શહેરને પોતાને ત્યાં જ બનેલું સરસ ચામડું મળવા લાગશે.

"બે સોવિયેત પ્લાંટ 'બિનસોવિયેત' હાથ વડે બાંધવાની કામગીરીમાં સરસ ઉદાહરણ જોવા મળે છે કે આપણી તરફ અદાવત રાખનારા વર્ગની સામે કેવી રીતે લડવું જોઈએ.

"શોષકોનાં બાવડાં ઉપર ફટકા લગાવવા, તેમની હાલત નુકસાન કરી જ ન શકે એવી બનાવી દેવી, અથવા, 'તેમને ખતમ કરી નાખવા', એ તો ખાલી અર્ધું જ કામ છે. આખું કામ તો આપણે તેમને કામ કરવાની, તેમની મહેનતનાં ફળો વડે નૂતન જીવનને સુધારવામાં તથા સોવિયેત સત્તાને વધારે મજબૂત બનાવવામાં મદદ કરવાની, ફરજ પાડીએ ત્યારે જ થાય."

આ મઝાના અને તદ્દન ખરા શબ્દોને પથ્થરમાં કોતરીને દરેક આર્થિક સમિતિ, ખોરાક સંઘટન, કારખાનું, જમીન વિભાગ, વગેરેમાં એકદમ નજરે પડે એવી રીતે પ્રદર્શિત કરવા જોઈએ. સુદૂર વેસ્યેગોન્સ્કમાં આપણા સાથીઓએ જે બાબતને સમજી લીધી છે તેને પાટનગરોમાં સોવિયેત કાર્યકરો ઘણી ઘણી વાર હઠીલાઈથી અવગણતા હોય છે. એવા સોવિયેત બુદ્ધિજીવી અથવા કામદારને, કોમ્યુનિસ્ટને, મળવાનું વિરલ નથી કે જે સહકારી મંડળોનો ખાલી ઉલ્લેખ થતાં જ નાક ચડાવે અને ભારે મોટપની અદાથી— અને એટલી જ ભારે મૂર્ખાઈથી—જાહેર કરે કે આ કંઈ સોવિયેત માણસો નથી, મૂડીવાદી લોકો છે, **દુકાનદારો** છે, મેન્શેવિકો છે, સહકારી કારોબાર કરનારા માણસોએ વ્હાઇટગાર્ડોને આપેલી મદદ છુપાવવાના આશયે અમુક વખતે અને અમુક જગ્યાએ નાણાકીય ચાલબાજીઓ કરી હતી, અને આપણા સોવિયેત પ્રજાસત્તાકમાં પુરવઠા અને વહેંચણીના તંત્રની રચના નિર્મળ સોવિયેત હાથ વડે જ થવી જોઈએ.

આવી દલીલો એટલા પૂરતી લાક્ષણિક છે કે સત્ય ભારે પ્રમાણમાં અસત્ય જોડે ગૂંચવાઈ ગયું છે, અને તેના પરિણામે આપણને સામ્યવાદનાં લક્ષ્યોની અત્યંત ભયાનક વિકૃતિ, આપણા ધ્યેયને અપાર હાનિ પહોંચાડે એવી વિકૃતિ, જોવા મળે છે.

સહકારી મંડળો બેશક મૂડીવાદી સમાજનું તંત્ર છે, "દુકાનદારી"ના વાતાવરણમાં વિકસેલું તંત્ર છે, તેના આગેવાનોને મૂડીવાદી રાજકારણ અને મૂડીવાદી દૃષ્ટિકોણની તાલીમ મળી છે, એટલે તેમાંથી વ્હાઇટગાર્ડો તથા તેમના મળતિયાઓ મોટા પ્રમાણમાં પેદા થતા રહ્યા છે. એ તો નિર્વિવાદ

છે. પરંતુ નિર્વિવાદ તથ્યોનો વધારે પડતો સરળ અર્થ ઘટાવીને અને તેમને આડેધડ લાગુ કરી દઈને બેહૂદી તારવણીઓ કાઢવી, એ તો ખરાબ ગણાય. આપણે સામ્યવાદનું નિર્માણ કેવળ મૂડીવાદે પેદા કરેલી સામગ્રીમાંથી જ, મૂડીવાદી સંજોગોમાં ઘડાયેલા અને એટલે અનિવાર્ય રીતે મૂડીવાદી મનોવૃત્તિથી ઓતપ્રોત સંસ્કારી — માનવીય સામગ્રી પૂરતા સંસ્કારી — તંત્રમાંથી જ, કરી શકીએ, બીજી કોઈ રીતે નહિ. એ હકીકત સામ્યવાદી નિર્માણના કાર્યને મુશ્કેલ બનાવી દે છે, પરંતુ સાથે સાથે જ તે ગૅરંટી બની રહે છે કે સામ્યવાદનું નિર્માણ થઈ શકે એમ છે અને થશે જ. વાસ્તવમાં, **માર્ક્સવાદને** પુરાણા તરંગી સમાજવાદથી નોખો પાડતી બાબત એ છે કે તરંગી સમાજવાદનો ઉદ્દેશ નવા સમાજનું નિર્માણ લોહીથી ખરડાયેલા, હલકટ, લૂંટારા, સોદાબાજ મૂડીવાદે પેદા કરેલી બહોળી માનવીય સામગ્રીમાંથી નહિ પરંતુ ખાસ ગરમાવો અપાતી ક્યારીઓ તથા તાપઘરોમાં ઉછેરવામાં આવેલાં બહુ જ સદ્ગુણી નરનારીઓમાંથી કરવાનો હતો. હવે બધા જુએ છે કે આ બેહૂદો ખ્યાલ ખરેખર બેહૂદો છે અને સૌએ તેને પડતો મૂકી દીધો છે. પરંતુ તેના વિરોધી સિદ્ધાંત માર્ક્સવાદ વિશે વિચાર કરવાની ઉત્સુકતા કે શક્તિ બધા માણસોમાં નથી. સેંકડો અને હજારો વર્ષોની ગુલામી, ખેતગુલામી, મૂડીવાદ, નાના વ્યક્તિગત ઉદ્યોગધંધાઓ, અને બજારમાં જગ્યા મેળવવા માટે અથવા પોતાની પેદાશ કે મહેનતની વધારે ઊંચી કિંમત મેળવવા માટે દરેક માણસની પોતાના પાડોશી સામેની લડાઈથી ભ્રષ્ટ બની ગયેલી બહોળી માનવીય સામગ્રીમાંથી સામ્યવાદનું નિર્માણ કેવી રીતે થઈ શકે (અને કરવું જોઈએ), તેનો વિચાર કરવાની ઉત્સુકતા કે શક્તિ બધા માણસોમાં નથી.

સહકારી મંડળો મૂડીવાદી તંત્ર છે. એટલે તેઓ **રાજકીય દૃષ્ટિએ** વિશ્વાસપાત્ર નથી, પરંતુ તેનો અર્થ એવો નથી કે આપણે કારોબાર તથા નિર્માણમાં તેમનો ઉપયોગ કરવાના કર્તવ્યથી ઊલટી તરફ ફરી જઈએ. રાજકીય અવિશ્વાસનો અર્થ એવો છે કે આપણે **રાજકીય દૃષ્ટિએ** જવાબદારીનાં પદોએ બિનસોવિયેત માણસોને ન ગોઠવવા જોઈએ. તેનો અર્થ એવો છે કે વ્હાઇટગાર્ડો તરફ ઢળતા વર્ગો, વિભાગો, તથા જૂથોના સભ્યો ઉપર **ચેકાએ** ચાંપતી નજર રાખવી જોઈએ. (પરંતુ આ સંબંધમાં અહીંયાં કહેવું જોઈએ કે આપણા સર્વોત્તમ અને કસોટીપાર કોમ્યુનિસ્ટોમાંના એક કોમરેડ લાત્સીસે પોતાના કઝાન સામયિક 'લાલ ત્રાસ'માં[16] લખેલી વાતો જેટલી

4—1962

બેહૂદી હદે જવાની જરૂર નથી. તેનો આશય એમ કહેવાનો હતો કે લાલ ત્રાસનો અર્થ પોતાનું શાસન ફરી સ્થાપવાની કોશિશો કરનારા શોષકોને બળજબરીથી દબાવી દેવાનો છે, પરંતુ એવા કથનને બદલે તેણે આમ લખ્યું છે તેના સામયિકના પહેલા અંકના બીજા પાનામાં: "નોંધપત્રકોમાં સાબિતી ગોતશો નહિ (!!?) કે સોવિયેતની વિરુદ્ધ તેનું બંડ હથિયારબંધ હતું યા ખાલી શબ્દોનું જ હતું.")

મૂડીવાદી તંત્રના સભ્યો તરફ રાજકીય અવિશ્વાસ વાજબી અને આવશ્યક છે. પરંતુ કારોબાર તથા નિર્માણમાં તેમનો ઉપયોગ કરવાનો ઈનકાર તો મૂર્ખાઈની હદ ગણાય, અને એથી સામ્યવાદને અકથ્ય હાનિ પહોંચે. કોઈ માણસ મેન્શેવિકની ભલામણ સમાજવાદી, અથવા રાજકીય આગેવાન, અથવા રાજકીય સલાહકાર તરીકે પણ કરે તો તેમાં ભારે મોટી ભૂલ થાય કેમ કે રશિયામાં ક્રાંતિના ઈતિહાસે ચોક્કસ બતાવી આપ્યું છે કે મેન્શેવિકો (અને સમાજવાદી-ક્રાંતિકારીઓ) સમાજવાદીઓ નથી પરંતુ સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચેનો વર્ગસંઘર્ષ ખાસ ઉગ્ર બની જાય એવી દરેક વેળાએ **મૂડીદાર વર્ગની** તરફદારી કરવાની વૃત્તિ ધરાવતા નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ છે. પરંતુ નિમ્ન-મૂડીવાદી લોકશાહી કંઈ આકસ્મિક રાજકીય સંઘટન નથી, અપવાદ નથી, એ તો મૂડીવાદની **આવશ્યક** પેદાશ છે. અને એ લોકશાહીના "વાહકો" કેવળ પુરાણા, મૂડીવાદ-પૂર્વેના, આર્થિક દૃષ્ટિએ પ્રત્યાઘાતી મધ્યમ કિસાનો જ નથી. મોટા પાયાના મૂડીવાદની જમીનમાંથી ફૂટી નીકળેલાં અને મૂડીવાદી તાલીમ ધરાવતાં સહકારી મંડળો, બુદ્ધિજીવીઓ, વગેરે પણ તેમાં સામેલ છે. આખર તો પછાત રશિયાએ પણ **કોલુપાયેવો** અને **રાઝુવાયેવોની** જોડાજોડ એવા મૂડીદારોને પેદા કર્યા છે કે જેને શિક્ષિત બુદ્ધિજીવીઓની—ભલે મેન્શેવિક, સમાજવાદી-ક્રાંતિકારી, અથવા બિનપાર્ટી બુદ્ધિજીવીઓની—સેવાઓનો ઉપયોગ કરતાં આવડતું હતું. શું આપણે એ મૂડીદારોથી વધારે મૂરખ સાબિત થઈશું અને સામ્યવાદી રશિયાના નિર્માણમાં એવી "નિર્માણ સામગ્રી"નો ઉપયોગ કરવા અશક્ત નીવડીશું?

વ્લા. ઈ. લેનિન, સંગૃહીત કૃતિઓ,
પાંચમી રશિયન આવૃત્તિ, ખંડ ૩૭,
પૃષ્ઠ ૪૦૭-૪૧૧

## સહકારી મંડળો સંબંધી પ્રવચન[17]

### ૩ એપ્રિલ

બેઉ ઠરાવોનો થોડોક ખ્યાલ મેળવવાનો મોકો મને માત્ર ગઈ રાતે અને આજે જ મળ્યો છે. મને લાગે છે કે પંચની લઘુમતીનો ઠરાવ વધારે ખરો છે. કોમરેડ મિલ્યૂતિને ભયાનક શબ્દોનો મોટો ધોધ વહેવડાવીને તેની ઉપર પ્રહારો કર્યા છે: તેને એ ઠરાવમાં અધકચરાં પગલાં અને વળી તેનાંયે અધકચરાં પગલાં દેખાયાં છે, તેણે એ ઠરાવની બાબતમાં તકવાદનો આક્ષેપ લગાવ્યો છે. પરંતુ મને લાગે છે કે શયતાનને જેટલો કાળો ચીતરવામાં આવ્યો છે એટલો કાળો તે નથી. બાબતનું હાર્દ લઈએ તો જોવા મળશે કે તેને સિદ્ધાંતનો આધાર આપવાની કોશિશ કરનારા કોમરેડ મિલ્યૂતિને પોતાની દલીલોથી બતાવી આપ્યું છે કે તેણે જેની હિમાયત કરી છે એ ઠરાવ ગલત છે અને ખાસ કરીને અમલની તથા **માર્ક્સવાદની** દૃષ્ટિએ માફક નથી. તે નીચેનાં કારણોસર ગલત છે: મિલ્યૂતિને જણાવ્યું કે તેના ઠરાવમાં, પંચની બહુમતીના ઠરાવમાં, તાલુકા કાર્યવાહક સમિતિઓ જોડે એકીકરણની, તાલુકા કાર્યવાહક સમિતિઓના તાબામાં રાખવાની, હિમાયત કરવામાં આવી છે, અને એ કારણે તેને એ ઠરાવમાં, લઘુમતીના ઠરાવના અપૂરતા ક્રાંતિકારી સ્વરૂપની સરખામણીએ, સીધું અને નિર્ણાયક વલણ દેખાય છે. આપણી ક્રાંતિકારી ઝુંબેશના લાંબા ગાળા દરમિયાન આપણે જોઈ ચૂક્યા છીએ કે જ્યારે જ્યારે ક્રાંતિકારી કદમોની સરખી તૈયારી કરી લેવામાં આવી છે ત્યારે ત્યારે એ કદમો સફળ થયાં છે, પરંતુ જ્યારે જ્યારે તેમને ખાલી ક્રાંતિકારી જોમના રંગે રંગીને સંતોષ માની લેવામાં આવ્યો છે ત્યારે ત્યારે તે નાકામયાબ થઈ ગયાં છે.

પંચની લઘુમતીના ઠરાવમાં શું જણાવવામાં આવ્યું છે? લઘુમતીનો ઠરાવ જણાવે છે: તમારું ધ્યાન ઉપભોક્તા સમાજોની અંદર સામ્યવાદી પ્રવૃત્તિને પ્રવેગ આપવાની અને બહુમતી હાંસલ કરી લેવાની દિશામાં વાળો, પહેલાં તો જે સંઘટનોને સોંપણી કરવાની હોય તેને તૈયાર કરી લો, અને પછી સુપરત કરી દો. આ વલણને મિલ્યૂતિનના વલણ જોડે સરખાવો. તેણે કહ્યું છે: સહકારી મંડળો ખરાબ છે, એટલે તેમને તાલુકા કાર્યવાહક સમિતિઓના હાથમાં સુપરત કરી દો... પરંતુ સુપરત કરી દેવાનાં સહકારી મંડળોમાં તમે સામ્યવાદી આધાર ધરાવો છો ખરા? બાબતના હાર્દને—તૈયારીને—અવગણવામાં આવ્યું છે, ખાલી અંતિમ સૂત્ર રજૂ કરવામાં આવ્યું છે. તૈયારીનું અને જવાબદારી લઈને માર્ગદર્શન આપનારાં સંઘટનોની સ્થાપનાનું સામ્યવાદી કાર્ય કરી લેવામાં આવ્યું હોય તો સોંપણી સ્વાભાવિક બની જાય અને પાર્ટી કૉંગ્રેસમાં તેની ઘોષણા જરૂરી ન રહે. પરંતુ તમે કિસાનોને જે ધાકધમકી આપતા રહ્યા છો તે શું બહુ નથી? શણની વસૂલીની બાબતમાં **સર્વોચ્ચ આર્થિક પરિષદ** કિસાનોની સામે અને સહકારી મંડળોની સામે મુક્કા ઉગામવાની જે બહાદુરી કરતી રહી છે તે શું બહુ નથી? વિસ્તારોમાં અને લોક કમિસાર મંડળમાં આપણા અનુભવને યાદ કરશો તો કબૂલ કરી લેશો કે આવું વલણ ગલત છે, અને સામ્યવાદી કેળવણી તથા કાર્યવાહકોની તાલીમના કાર્યને જરૂરી ગણાવતો ઠરાવ જ ખરો છે, કારણ કે તેના વગર સોંપણી અશક્ય છે.

બીજો બુનિયાદી સવાલ ઉપભોક્તા સહકારી મંડળો જોડેના સંબંધનો છે. અહીંયાં કોમરેડ મિલ્યૂતિને સાવ અસંગત વાત કહી છે. ઉપભોક્તા સહકારી મંડળો તેમને સોંપવામાં આવતી બધી કામગીરીઓ પૂરી ન કરતાં હોય—અને અમે બે વરસથી ધનવાન ખેડૂતો સામે અંકિત સંખ્યાબંધ ડિક્રીઓમાં એમ જ કહેતા આવ્યા છીએ—તો યાદ રાખવું ઘટે કે ધનવાન ખેડૂતો સામેનાં સરકારી પગલાં સહકારી મંડળોની સામે પણ લાગુ કરી શકાય. અને પૂરા રૂપમાં એમ કરવામાં આવી રહ્યું છે. હાલની વેળાએ સૌથી મુખ્ય બાબત ઉત્પાદન વધારવાની અને પેદાશોની ગુણવત્તા સુધારવાની છે. ઉપભોક્તા સહકારી મંડળો એ કામ પાર ન પાડી શકે તો તેમને સજા કરવામાં આવશે. પરંતુ તેઓ ઉત્પાદક સહકારી મંડળો જોડેના સંબંધોને કારણે પેદાશોમાં થોડોક વધારો પણ કરી શકે તો આપણે તેને આવકારી લેવો જોઈએ અને પહેલકદમીને પોષવી જોઈએ. ઉપભોક્તા સહકારી મંડળો

ઉત્પાદન સાથેના તેમના વધારે ગાઢ, સ્થાનિક, જીવંત સંબંધો છતાં વધારો ન બતાવી શકે. તો તેનો અર્થ એવો જ થાય કે તેઓ સોવિયેત સરકાર તરફથી સીધી સોંપવામાં આવેલી કામગીરી નથી બજાવતાં. જિલ્લામાં ધનવાન ખેડૂતો અને મૂડીદારોનો સામનો કરવાની તત્પરતા ધરાવતા ખાલી બે કે ત્રણ સાથીઓ પણ હોય તો વિજય સુનિશ્ચિત બની જાય. કોમરેડ ચૂચિનની પહેલકદમીને કેવી રીતે અવરોધવામાં આવેલી? તેણે એક પણ દાખલો નહોતો ટાંક્યો. પરંતુ એવો ખ્યાલ કે આપણે ઉત્પાદક સહકારી મંડળોને ઉપભોક્તા સહકારી મંડળો જોડે સાંકળી લેવાં જોઈએ અને નજીકના ભવિષ્યમાં પેદાશોનો જથ્થો વધારે એવી કોઈ પણ છૂટછાટ મંજૂર કરવી જોઈએ—એવો ખ્યાલ તો આપણા બે વરસના અનુભવમાંથી સ્વાભાવિક રીતે જ આગળ તરી આવે છે. ધનવાન ખેડૂતોના સહકારી મંડળની સામે, મૂડીવાદી પ્રકારના સહકારી મંડળની સામે, સામ્યવાદી કાર્યકરો અથવા સોવિયેત અમલદારોની લડાઈમાં, એથી કશો અવરોધ કોઈ રીતે નથી પડતો. અવરોધની વાત તો દૂર રહી, એથી તેમને નવું હથિયાર મળે છે. તમે કશીક પણ સંઘટના સાધી લેશો તો અમે તમને બોનસ આપીશું, પરંતુ આ કામગીરી નહિ બજાવો તો સજા કરીશું, માત્ર એ કારણે નહિ કે તમે પ્રતિક્રાંતિકારી છો—અહીંયાં સમુચિત ઉલ્લેખ કરવામાં આવેલો તેમ તેને માટે તો **ચેકા** મોજૂદ છે—ના, અમે તમને રાજ્ય તરફથી, સોવિયેત સત્તા અને સર્વહારા વર્ગ તરફથી, સોંપવામાં આવેલી કામગીરી ન બજાવવા બદલ સજા કરીશું.

ઉપભોક્તા સહકારી મંડળોના એકીકરણ સામે એક પણ સંગીન દલીલ કોમરેડ મિલ્યૂતિને રજૂ નથી કરી, તેણે માત્ર એટલું જ કહ્યું છે કે તેમાં તેને તકવાદ તથા અધકચરું પગલું દેખાય છે. કોમરેડ રીકોવની સાથે મળીને મોટી ફાળ ભરવા તૈયાર થઈ ગયેલા પરંતુ દસમા ભાગ જેટલીયે ફાળ ન ભરી શકતા કોમરેડ મિલ્યૂતિન તરફથી આવી વાત વિચિત્ર લાગે છે. એ દૃષ્ટિએ જોતાં, ઉપભોક્તા સહકારી મંડળો જોડેના સંબંધો લાભદાયક બની રહેશે, એથી ઉત્પાદનની બાબત તત્કાળ હાથમાં લેવાનું શક્ય બનશે. રાજકીય કાર્યમાં દખલગીરી અટકાવવાના બધાં સાધનો મોજૂદ છે, અને ઉત્પાદન તથા આર્થિક ક્ષેત્રમાં હુકમોના અમલની બાબત પૂરેપૂરી **ખેતીવાડીના લોક કમિસારિયત** અને **સર્વોચ્ચ આર્થિક પરિષદના** અખત્યારમાં છે. એ

બધાં સાધનો તમારા હાથમાં એટલા પ્રમાણમાં છે કે તમે સહકારી મંડળોનું નિયંત્રણ કરી શકો.

હવે હું ત્રીજો સવાલ, રાષ્ટ્રીયકરણનો સવાલ, લઉં છું. મિલ્યૂતિને તેની હિમાયત એવી રીતે કરેલી કે સાંભળતાં વિચિત્ર લાગેલું. પંચ સ્થાપવામાં આવ્યું હતું. પંચમાં કોમરેડ ક્રેસ્તીન્સ્કીની લઘુમતી હતી અને કોમરેડ મિલ્યૂતિન વિજેતા હતો. પરંતુ હવે તેણે કહ્યું છે: "રાષ્ટ્રીયકરણની બાબતમાં હું દલીલો જતી કરવા તૈયાર છું." તો પછી પંચમાં શાની દલીલો થયેલી? તમારું દૃષ્ટિબિંદુ કોમરેડ ચૂચિનના જેવું જ હોય તો રાષ્ટ્રીયકરણને તજી દેવામાં ભૂલ છે. અહીંયાં પૂછવામાં આવ્યું છે કે મૂડીદારોની બાબતમાં રાષ્ટ્રીયકરણનું કદમ ઉઠાવવામાં આવ્યું છે તો ધનવાન ખેડૂતોની બાબતમાં પણ રાષ્ટ્રીયકરણ કેમ ન થઈ શકે. એવી દલીલથી રમૂજના ફુવારા ઊડયા તેમાં આશ્ચર્ય જેવું કંઈ જ નથી. વાત એમ છે કે સમૃદ્ધ ખેડૂતોની, બીજાની મહેનતનું શોષણ કરનારા ખેડૂતોની, ગણતરી તમે ગમે તેવી રીતે કરો તોયે સંખ્યા પાંચ લાખથી ઓછી નહિ થાય, કદાચ દસ લાખ જેટલીયે થઈ જાય. તેમની બાબતમાં રાષ્ટ્રીયકરણ આપણે કેવી રીતે અમલી બનાવી શકીએ? આ તો કલ્પનાવિહાર છે. આપણી પાસે તેને માટે જરૂરી સાધનસામગ્રી હજુ નથી.

કોમરેડ ચૂચિનની વાત તદ્દન ખરી છે કે સહકારી મંડળોમાં પુષ્કળ પ્રતિક્રાંતિકારીઓ છે. પરંતુ એ તો સાવ જુદું જ ગાણું છે. અહીંયાં **ચેકા**નો ઉલ્લેખ થયેલો તે એકદમ વાજબી હતો. તમારી ટૂંકી નજરને કારણે તમે સહકારી મંડળોના અલગ અલગ આગેવાનોને ઉઘાડા ન પાડી શકતા હો તો પ્રતિક્રાંતિને પારખી કાઢવા ત્યાં એક કોમ્યુનિસ્ટને બેસાડી દો. જો અચ્છો કોમ્યુનિસ્ટ હશે—અને અચ્છા કોમ્યુનિસ્ટમાં **ચેકા**ના કાબેલ સભ્યનાં લક્ષણો હોય જ—તો ઉપભોક્તા સમાજ સંબંધી કામગીરી સોંપવામાં આવે ત્યારે તે સહકારી કારોબાર કરનારાઓમાંથી ઓછામાં ઓછા બે પ્રતિક્રાંતિ-કારીઓને ચોક્કસ પકડી પાડશે.

એટલે કોમરેડ ચૂચિન તત્કાળ રાષ્ટ્રીયકરણની હિમાયત કરતી વેળા ભૂલમાં અટવાઈ જાય છે. વાત તો સારી છે, પરંતુ અશક્ય છે, કારણ કે આપણને એવા વર્ગ જોડે કામ પડી રહ્યું છે જે આપણાથી ઓછામાં ઓછો પ્રભાવિત થાય એવો છે, અને જેનું રાષ્ટ્રીયકરણ તો ચોક્કસ થઈ શકે એમ નથી જ. આપણે તમામ ઉદ્યોગધંધાઓનું રાષ્ટ્રીયકરણ હજુયે નથી સાધી શક્યા. **મુખ્ય કારોબારી સંઘટનો** તથા કેંદ્રીય પંચોનો આદેશ વિસ્તારોમાં પહોંચે ત્યાં

સુધીમાં તે બિલકુલ અસરકારક નથી રહેતો, સડકો તથા તારવ્યવસ્થાનો અભાવ વગેરે કારણોસર કાગળોના ગંજમાં સાવ ખોવાઈ જાય છે. એટલે હાલના સમય સુધી સહકારી મંડળોના રાષ્ટ્રીયકરણની વાત કરવાનું અશક્ય રહ્યું છે. કોમરેડ મિલ્યૂતિન સિદ્ધાંતની દૃષ્ટિએ પણ ભૂલમાં છે. તેને લાગે છે કે પોતાનું ધોરણ નબળું છે, અને તે માને છે કે આ મુદ્દાને એમ જ પાછો ખેંચી લેવાનું શક્ય છે. પરંતુ તેમાં તો, કોમરેડ મિલ્યૂતિન, તમે તમારા પોતાના ઠરાવનાં મૂળિયાં ખોદી રહ્યા છો, તમે એવા મતલબનું પ્રમાણપત્ર આપી રહ્યા છો કે લઘુમતીનો ઠરાવ ખરો છે, કેમ કે તમારા ઠરાવની ભાવના—તેમને તાલુકા કાર્યવાહક સમિતિઓના તાબામાં રાખવામાં આવે (પહેલી કલમમાં ચોક્કસ એમ જ કહેવામાં આવ્યું છે—"પગલાં લેવાં")—**ચેકા**ની ભાવના છે, આર્થિક સવાલમાં ખોટી રીતે ઘુસાડી દેવામાં આવેલી ભાવના છે. બીજા ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે કોમ્યુનિસ્ટોની સંખ્યા વધારવી જોઈએ, સામ્યવાદી પ્રચાર તથા ચળવળકાર્ય વધારી દેવાં જોઈએ—પાયો ઊભો કરવો જોઈએ. તેમાં શબ્દોનો ઠઠારો જરાય નથી, દૂધ અને મધની નદીઓવાળા દેશનાં તાત્કાલિક વચનો નથી. પરંતુ વિસ્તારોમાં કોમ્યુનિસ્ટો હશે તો તેઓ બરાબર જાણતા હશે કે શું કરવું, અને કોમરેડ ચૂચિનના એવા ખુલાસાની જરૂર જ નહીં પડે કે પ્રતિક્રાંતિકારીઓને ક્યાં લઈ જવા. બીજી વાત—સંઘટન તૈયાર કરી લેવું જોઈએ. "સંઘટન તૈયાર કરી લો, અમલી કામગીરીમાં તેની કસોટી કરી લો, ચકાસી લો કે ઉત્પાદન વધી રહ્યું છે કે નહિ"—લઘુમતીના ઠરાવમાં એમ જ કહેવામાં આવ્યું છે. પહેલાં પાયો ઊભો કરો, અને પછી—પછી જોઈ લઈશું. આપણે કરવાનું કામ તેમાંથી જ આપોઆપ ઉપર તરી આવશે. આપણી પાસે પૂરતી સંખ્યામાં એવી ડિક્રીઓ છે જેમાં જણાવવામાં આવ્યું છે કે પ્રતિક્રાંતિકારીઓને **ચેકા**ના હાથમાં, અને **ચેકા** ન હોય તો **ક્રાંતિકારી સમિતિના** હાથમાં, સોંપી દેવા જોઈએ. આવું મુક્કા ઉગામવાનું આપણે માટે ઓછું જરૂરી છે. લઘુમતીનો ઠરાવ અપનાવી લેવો જોઈએ, તેમાં મૂળભૂત દિશા નિર્ધારિત કરવામાં આવી છે.

વ્લા. ઈ. લેનિન, સંગૃહીત કૃતિઓ,
પાંચમી રશિયન આવૃત્તિ, ખંડ ૪૦,
પૃષ્ઠ ૨૭૬-૨૮૦

## ઉપભોક્તા અને ઉત્પાદક સહકારી મંડળો

ઉપભોક્તા સહકારી મંડળો કાંમદારો અને કિસાનોને જરૂરી ચીજવસ્તુઓના પુરવઠા તથા વહેંચણીના ઉદ્દેશે સ્થાપવામાં આવેલી સંસ્થાઓ છે. ઉત્પાદક સહકારી મંડળો નાના ખેડૂતો અથવા કારીગરોની સંસ્થાઓ છે અને તેનો ઉદ્દેશ તેમની પેદાશોના—ખેતીવાડીની (દાખલા તરીકે શાકભાજી, દૂધની ચીજો, વગેરે) અથવા ખેતીવાડીથી ન્યારી (ઉદ્યોગધંધાઓની તરેહવાર ચીજો, લાકડાની વસ્તુઓ, લોખંડની વસ્તુઓ, ચામડાની ચીજો, વગેરે)—ઉત્પાદન તથા વેચાણનો છે.

વધારાની પેદાશની વસૂલીની જગ્યાએ જણસરૂપી કરના[18] અમલથી કિસાનો પાસે વધારાનું અનાજ બચશે, અને તેનો ઉપયોગ તેઓ ઉદ્યોગધંધાઓની તરેહવાર વસ્તુઓ જોડે મુક્ત વિનિમય માટે કરશે.

ઉત્પાદક સહકારી મંડળો નાના પાયાના ઉદ્યોગને વિકસાવવામાં મદદ કરશે, અને એ ઉદ્યોગ કિસાનોને જરૂરી માલ વધારે મોટા જથ્થાઓમાં પૂરો પાડશે. તેમાંથી મોટા ભાગના માલને રેલવે મારફત લાંબાં અંતરોએ મોકલવાનો નથી હોતો, અને તેના ઉત્પાદન માટે મોટાં કારખાનાં જરૂરી નથી બનતાં. ઉત્પાદક સહકારી મંડળોને પૂરતા પ્રમાણમાં ટેકો આપવો જોઈએ અને વિકસાવવાં જોઈએ. પાર્ટી અને સોવિયેત કાર્યકરોની ફરજ છે કે તેમને દરેક રીતે મદદ કરે કેમ કે એથી કિસાનોને તત્કાળ રાહત મળશે અને તેમની હાલતમાં સુધારો થશે. હાલના સમયે કામદારો અને કિસાનોના

રાજ્યના અર્થતંત્રના નવજીવન તથા પુનરુત્થાનનો સૌથી વધારે આધાર કિસાનના જીવન તથા ખેતીની સુધારણા ઉપર છે.

ઉપભોક્તા સહકારી મંડળોને પણ ટેકો આપવો જોઈએ તથા વિકસાવવાં જોઈએ કારણ કે તેમની મારફત પેદાશોની ઝડપી, નિયમિત, અને ઓછી ખર્ચાળ વહેંચણી સુનિશ્ચિત બનાવી શકાશે. સોવિયેત સત્તાધારીઓનું કામ તો સહકારી મંડળોની પ્રવૃત્તિ ઉપર ખાલી દેખરેખ રાખવાનું જ છે, જેથી કશી છેતરપિંડી ન થાય, સરકારથી કશું છુપાવવામાં ન આવે, કશા દુરુપયોગ ન થાય. તેમણે કોઈ પણ સંજોગોમાં સહકારી મંડળોના કાર્યને અવરોધવું ન જોઈએ પરંતુ તેમને દરેક રીતે મદદ કરવી જોઈએ અને પ્રોત્સાહન આપવું જોઈએ.

વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ,
પાંચમી રશિયન આવૃત્તિ, ખંડ ૪૩,
પૃષ્ઠ ૨૫૦-૨૫૧

## સહકારી પ્રવૃત્તિ વિશે[19]

૧

મને લાગે છે કે આપણા દેશમાં સહકારી પ્રવૃત્તિ પ્રત્યે પૂરતું ધ્યાન આપવામાં આવતું નથી. દરેકે દરેક માણસ તો એ વાત નથી જ સમજતો કે હવે, ઑકટોબર ક્રાંતિ પછી અને નવી આર્થિક નીતિથી[20] તદ્દન અલગ રીતે (એથી ઊલટું, આ બાબતમાં તો આપણે કહેવું જ જોઈએ કે નવી આર્થિક નીતિને કારણે), આપણી સહકારી પ્રવૃત્તિ ભારે અગત્યની પ્રવૃત્તિઓમાંની એક બની ગઈ છે. પુરાણા સહકારવાદીઓનાં સ્વપ્નોમાં ખૂબ કલ્પનાવિહાર ભર્યો પડયો છે. ઘણી વાર એ સ્વપ્નો હાસ્યાસ્પદ પણ બની ગયાં છે. પરંતુ એવા સ્વપ્નસેવનનું કારણ શું હતું? તેનું કારણ એ હતું કે શોષકોના શાસનને ઉથલાવી પાડવા માટેના કામદાર વર્ગના રાજકીય સંઘર્ષનું મૂળભૂત મહત્ત્વ, તદ્દન પાયાનું મહત્ત્વ, લોકો સમજતા નહોતા. શોષકોના શાસનને આપણે ઉથલાવી પાડયું છે અને એટલે પુરાણા સહકારવાદીઓનાં સ્વપ્નોમાં જે કંઈ કલ્પનાવિહારી, આસમાની, અને ઉપરછલ્લું હતું એ બધું હવે ખુલ્લા વાસ્તવિક રૂપમાં સામે આવી ગયું છે.

ખરેખર, રાજકીય સત્તા કામદાર વર્ગના હાથમાં છે એટલે, ઉત્પાદનનાં બધાં સાધનોની માલિકી એ રાજકીય સત્તાની છે એટલે, જે ફક્ત એક જ કામ આપણે કરવાનું રહે છે તે વસતિને સહકારી મંડળોમાં સંગઠિત કરવાનું છે. વસતિનો વધારેમાં વધારે ભાગ સહકારી મંડળોમાં સંગઠિત થઈ જાય એટલે, પહેલાંના જમાનામાં વર્ગવિગ્રહ લડવાની અને રાજકીય સત્તા માટે સંઘર્ષ લડવાની જરૂરિયાત વિશે ઉચિત રીતે જ પાકી ખાતરી ધરાવતા

લોકો જેને વાજબી રીતે જ ઉપહાસ, ઉપેક્ષા, અને તિરસ્કારની દૃષ્ટિએ જોતા હતા એ સમાજવાદ, પોતાની મેળે જ પોતાનું લક્ષ્ય સિદ્ધ કરી લેશે. પરંતુ બધા સાથીઓ એ વાત નથી સમજી શકતા કે રશિયાની વસતિને સહકારી મંડળોમાં સંગઠિત કરવાનું હવે કેટલું વધારે, કેટલું પારાવાર, મહત્ત્વનું બની ગયું છે. નવી આર્થિક નીતિ અપનાવીને આપણે કિસાનને વેપારી તરીકે છૂટછાટ આપી છે, ખાનગી વેપારના સિદ્ધાંતની બાબતમાં છૂટ મૂકી છે; અને ચોક્કસ એ જ કારણસર (કેટલાક લોકોની માન્યતાથી વિરુદ્ધ) સહકારી પ્રવૃત્તિ આટલું પારાવાર મહત્ત્વ ધરાવે છે. વાસ્તવમાં નવી આર્થિક નીતિ હેઠળ હવે આપણે કરવાનું ફક્ત એટલું જ છે કે રશિયાની વસતિને પૂરતા પ્રમાણમાં વ્યાપક પાયા ઉપર સહકારી મંડળોમાં સંગઠિત કરી લઈએ કેમ કે હવે આપણે વૈયક્તિક હિતો, વૈયક્તિક વેપારી હિતો, અને એ હિતો ઉપર રાજ્યના નિયંત્રણ તથા નિરીક્ષણની વચ્ચે એટલી હદ સુધી સમન્વય સાધી લીધો છે, તથા એ હિતોને એટલી હદ સુધી સૌનાં સામાન્ય હિતોને આધીન કરી લીધાં છે, કે જેનો અભાવ પહેલાં ઘણાબધા સમાજવાદીઓના માર્ગમાં મોટો અવરોધ બની ગયો હતો. ખરેખર, ઉત્પાદનનાં મોટા પાયાનાં બધાં જ સાધનો ઉપર રાજ્યનો અધિકાર, રાજ્યની સત્તા સર્વહારા વર્ગના હાથમાં, લાખોકરોડો નાના અને ખૂબ નાના કિસાનો જોડે એ સર્વહારા વર્ગની મિત્રતા, કિસાનપ્રજાનું સર્વહારા વર્ગ દ્વારા ખાતરીપૂર્વકનું નેતૃત્વ, ઈત્યાદિ—આ બધું શું એ જ નથી કે જે પૂર્ણ સમાજવાદી સમાજનું નિર્માણ એ સહકારી સંસ્થાઓમાંથી જ કરવા માટે, ફક્ત સહકારી સંસ્થાઓમાંથી જ કરવા માટે, પૂરતું છે, જેની અગાઉ આપણે ફેરિયાગીરી ગણીને ઠેકડી ઉડાડતા હતા અને જેને આજે નવી આર્થિક નીતિ હેઠળ પણ અમુક દૃષ્ટિએ એવી જ ગણવાનો આપણને અધિકાર છે? પૂર્ણ રૂપે સમાજવાદી સમાજનું નિર્માણ કરવા માટે જે કંઈ જરૂરી છે તે શું આ બધું જ નથી? આ હજુ સમાજવાદી સમાજનું નિર્માણ તો નથી જ, પરંતુ એવું નિર્માણ કરવા માટે જરૂરી અને પર્યાપ્ત આ બધું જ છે.

આપણા વ્યાવહારિક કાર્યકરોમાંથી ઘણા બરાબર આ બાબતનું જ ઓછું મૂલ્યાંકન કરે છે. તેઓ આપણાં સહકારી મંડળોને તુચ્છકારની દૃષ્ટિએ જુએ છે અને બે દૃષ્ટિએ તેના અસાધારણ મહત્ત્વને સમજતા નથી—પ્રથમ તો સિદ્ધાંતની દૃષ્ટિએ (ઉત્પાદનનાં સાધનોની માલિકી રાજ્ય ધરાવે છે) અને

બીજું નવી વ્યવસ્થામાં એવા ઉપાયો દ્વારા સંક્રમણ સાધવાની દૃષ્ટિએ કે જે **સાદામાં સાદા, સરળમાં સરળ, અને કિસાનને સૌથી વધારે સ્વીકાર્ય** ઉપાયો હોય.

પરંતુ એ જ સૌથી મહત્ત્વની બાબત છે. જાતજાતનાં કામદારમંડળો દ્વારા સમાજવાદનું નિર્માણ કરવાની કલ્પનાવિહારી યોજનાઓ ઘડી કાઢવી એ એક વાત છે અને વ્યવહારમાં સમાજવાદનું નિર્માણ દરેક નાનો કિસાન નિર્માણકાર્યમાં ભાગ લઈ શકે એવી રીતે કરતાં શીખવું એ તદ્દન બીજી વાત છે. હવે આપણે એ કક્ષાએ પહોંચી ગયા છીએ. અને એ વાતમાં મુદ્દલ શંકાને સ્થાન નથી કે એ કક્ષાએ પહોંચી જઈને આપણે તેનો બહુ જ ઓછો લાભ ઉઠાવી રહ્યા છીએ.

નવી આર્થિક નીતિને અમલમાં મૂકી ત્યારે આપણે વધારે પડતા આગળ નીકળી ગયા, પરંતુ તે એ કારણસર નહિ કે આપણે મુક્ત ઉદ્યોગ તથા વેપારના સિદ્ધાંતને વધારે પડતું મહત્ત્વ આપ્યું—આપણે વધારે પડતા આગળ નીકળી ગયા કેમ કે આપણું ધ્યાન સહકારી સંસ્થાઓ ઉપરથી હઠી ગયું, આપણે સહકારી સંસ્થાઓનું મૂલ્ય હાલ ઓછું આંકીએ છીએ, ઉપરોક્ત બે દૃષ્ટિએ સહકારી સંસ્થાઓ જે વ્યાપક મહત્ત્વ ધરાવે છે તેને આપણે ક્યારના ભૂલી જવા લાગ્યા છીએ.

હવે હું વાચક જોડે એ વાતની ચર્ચા કરવા માગું છું કે આ "સહકારી" સિદ્ધાંતના આધારે વ્યાવહારિક રીતે શું શું કરી શકાય એમ છે અને સત્વર કરવું જ જોઈએ. આ "સહકારી" સિદ્ધાંતનો વિકાસ કરવાની શરૂઆત આપણે તરત જ કયા ઉપાયો દ્વારા કરી શકીએ અને કરવી જ જોઈએ જેથી તેનો સમાજવાદી અર્થ બધાને સ્પષ્ટ રીતે સમજાઈ જાય?

રાજકીય દૃષ્ટિએ સહકારી પ્રવૃત્તિનું આપણે એવી રીતે સંગઠન કરવું જોઈએ કે તે સામાન્ય રીતે અને હંમેશાં અમુક વિશેષાધિકારો ભોગવતી રહે એટલું જ નહિ, એ વિશેષાધિકારો નિર્ભેળ ભૌતિક પ્રકૃતિના પણ હોવા જોઈએ (બૅંકનો સાનુકૂળ વ્યાજદર, વગેરે). ખાનગી સાહસોને અને ભારે ઉદ્યોગો વગેરેને પણ આપણે જે લોન આપીએ તેના કરતાં વધારે મોટી, ભલે એ જરાક જ વધારે મોટી હોય, રાજ્ય-લોનો સહકારી સંસ્થાઓને અપાવી જ જોઈએ.

દરેક સામાજિક પ્રથા કોઈ ને કોઈ વર્ગનું નાણાકીય પીઠબળ હોય તો જ અસ્તિત્વમાં આવે છે. "મુક્ત" મૂડીવાદના જન્મ માટે કરોડો-અબજો

રૂબલોનો ભોગ અપાયો હતો એ વાતનો ઉલ્લેખ કરવાની જરૂર નથી. હાલ આપણે એટલું સમજી જ લેવું પડશે કે જે સામાજિક પ્રથાને આપણે સાધારણ કરતાં વધારે સહાયતા આપવાની જ છે એ સહકારી પ્રથા છે, અને આપણે વાસ્તવમાં તેને એ સહાયતા આપવી જ જોઈએ. પરંતુ એ સહાયતા તેને શબ્દના સાચા અર્થમાં મળવી જ જોઈએ, એટલે કે સહાયતાનો અર્થ કોઈ પ્રકારના સહકારી વેપાર જેવો તારવવો એટલું પૂરતું નહિ થાય; સહાયતાનો અર્થ થવો જોઈએ એવા સહકારી વેપારને મદદ કે જેમાં **વસતિના વિશાળતમ વિભાગો સાચેસાચ ભાગ લઈ શકે**. સહકારી વેપારમાં ભાગ લેતા કિસાનોને બોનસ આપવું એ નક્કી સહાયતાનું સાચું રૂપ છે; પરંતુ અસલ મુદ્દો તો એ છે કે તેઓ તેમાં કેવી રીતે ભાગ લે છે તેની, કેટલી સભાનતાથી ભાગ લે છે તેની, અને એ સભાનતા કઈ કોટિની છે તેની ચોકસાઈ કરી લેવી જોઈએ. સાચું પૂછો તો સહકારી પ્રવૃત્તિનો કોઈ કાર્યકર કોઈ એક ગામમાં જઈને સહકારી સ્ટોર ખોલે તો લોકો એ કામમાં મુદ્દલ ભાગ લેતા નથી, પરંતુ સાથે સાથે એ વાત પણ સાચી છે કે લોકો પોતાનાં હિતોથી દોરાઈને તરત જ તેમાં ભાગ લેવાની કોશિશ કરવા લાગશે.

આ સવાલનું એક બીજું પાસું પણ છે. "સભ્ય" (મુખ્યત્વે સાક્ષર) યુરોપવાસીના દૃષ્ટિબિંદુથી દરેકે દરેક માણસને સહકારી કાર્યમાં નિષ્ક્રિય નહિ પરંતુ સક્રિય ભાગ લેવા માટે તૈયાર કરવાની દિશામાં આપણે માટે ખાસ વધારે કંઈ કરવાનું બાકી રહ્યું નથી. સાચું પૂછો તો આપણે "**ફક્ત**" એક જ વાત કરવાની બાકી રાખી છે, અને એ છે આપણા લોકોને "સભ્ય" બનાવવાની, જેથી સહકારી સંસ્થાઓના કાર્યમાં સૌની સામેલગીરીના ફાયદાઓને તેઓ સમજી શકે અને એ રીતે સામેલગીરીની પ્રવૃત્તિને સંગઠિત કરે. "**ફક્ત**" એટલું જ. સમાજવાદ તરફ આગળ વધવા માટે હવે કોઈ બીજી તરકીબોની જરૂર નથી. પરંતુ એ "ફક્ત"ને સિદ્ધ કરવા માટે એક આખી ક્રાંતિની જરૂર પડશે—સમગ્ર જનતાને સાંસ્કૃતિક વિકાસના એક આખા તબક્કામાંથી પસાર થવું પડશે. એટલે આપણો નિયમ આવો હોવો જોઈએ: બને એટલી ઓછી પંડિતાઈ હાંકવી અને બને એટલા ઓછા ઠેકડા મારવા. એ બાબતમાં નવી આર્થિક નીતિ પ્રગતિ છે કેમ કે તે કોઈ પણ તદ્દન સાધારણ કિસાનના સ્તરને અનુકૂળ છે અને કિસાન પાસેથી તે એથી કશી વધારે અપેક્ષા નથી રાખતી. પરંતુ નવી આર્થિક નીતિ દ્વારા સમગ્ર વસતિને સહકારી સંસ્થાઓના કાર્યમાં ભાગ લેતી કરવામાં તો એક

આખો ઐતિહાસિક યુગ વીતી જશે. જલદીમાં જલદી કરીએ તો પણ એ કામને સિદ્ધ કરતાં આપણને એક કે બે દાયકા તો લાગવાના જ. તોપણ એ એક વિશિષ્ટ ઐતિહાસિક યુગ હશે, અને એવા ઐતિહાસિક યુગ વગર, સાર્વત્રિક અક્ષરજ્ઞાન વગર, કાર્યક્ષમતાના યોગ્ય ધોરણ વગર, વસતિને પુસ્તક-વાચનની ટેવ પાડવા માટે જરૂરી તાલીમ આપ્યા વગર, અને તે માટેના ભૌતિક આધાર વગર, નબળો પાક તથા દુકાળ વગેરેની વિરુદ્ધ સલામતી માટે અમુક પ્રમાણમાં જરૂરી વ્યવસ્થા વગર—એ વગર આપણે આપણું ધ્યેય સિદ્ધ નહિ જ કરી શકીએ. હવે એટલું કામ બાકી રહ્યું છે કે આપણે ક્રાંતિકારી પ્રવૃત્તિઓની વ્યાપકતાનો, આપણે દાખવેલા ઉત્સાહનો—આપણે જેને પૂરતા પ્રમાણમાં દાખવ્યો છે અને જેને પૂર્ણ સફળતાનું ગૌરવ પ્રદાન કર્યું છે એ ઉત્સાહનો—એ સર્વનો સમન્વય (હું લગભગ એમ કહેવા તૈયાર છું કે) સમજદાર અને કાબેલ વેપારી બનવાની આવડત—જે સારા સહકારી બનવા માટે પૂરતી છે—જોડે સાધતાં આપણે શીખી લઈએ. સમજદાર અને કાબેલ વેપારી બનવાની આવડતનો હું ઉલ્લેખ કરું છું ત્યારે તેનો અર્થ છે સુસંસ્કૃત વેપારી બનવાની આવડત. પોતે વેપાર કરે છે એટલે પોતે સાચા વેપારીઓ છે એમ ધારી લેતા રશિયનો કે સાદા કિસાનો આ વાતને સારી પેઠે પોતાનાં ભેજાંમાં ઉતારી લે. તેઓ ધારી લે છે એવું તાત્પર્ય નીકળતું જ નથી. તેઓ વેપાર કરે છે એ ખરું, પરંતુ સુસંસ્કૃત વેપારીઓ થવાથી તેઓ બહુ જ દૂર છે. હાલ તેઓ એશિયાવાસીની રીતે વેપાર કરે છે, પરંતુ વેપારી બનવું હોય તો માણસે યુરોપવાસીની રીતે વેપાર કરવો જોઈએ. એ સ્થિતિથી તેઓ હજુ એક આખા યુગ જેટલા પાછળ છે.

સારાંશ એ કે સહકારી સંસ્થાઓને અનેક આર્થિક, નાણાકીય, અને બૅંક સંબંધી વિશેષાધિકારો અપાવા જ જોઈએ—જે નવા સિદ્ધાંત અનુસાર વસતિને સંગઠિત કરવાની છે તેને આપણા સમાજવાદી રાજ્યે એ રીતે પ્રવેગ આપવો જોઈએ. પરંતુ એ તો કાર્યની કેવળ સામાન્ય રૂપરેખા જ છે; તેમાં વ્યાવહારિક કાર્યના સમગ્ર અંતરાર્થની વ્યાખ્યા નથી કરવામાં આવી કે તેને વિગતવાર વ્યક્ત નથી કરવામાં આવ્યો, અર્થાત્ આપણે એ નક્કી કરવું જોઈએ કે સહકારી સંસ્થામાં જોડાવા માટે કેવા પ્રકારનું "બોનસ" આપવું જોઈએ (અને બોનસ આપવાની શરતો પણ), સહકારી સંસ્થાઓને પૂરતા પ્રમાણમાં સહાયતા આપવા માટે કેવા પ્રકારનું બોનસ આપવું જોઈએ.

કેવા પ્રકારનું બોનસ આપીને આપણે સભ્ય સહકારીનું ઘડતર કરી શકીએ. ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકીના સંજોગોમાં, મૂડીદાર વર્ગની ઉપર સર્વહારા વર્ગના વિજયની પરિસ્થિતિમાં, સહકારી પ્રવૃત્તિમાં સભ્ય સામેલગીરોની વ્યવસ્થા જ સમાજવાદી વ્યવસ્થા છે.

**૪ જાન્યુઆરી, ૧૯૨૩**

૨

મેં જ્યારે પણ નવી આર્થિક નીતિ વિશે લખ્યું છે ત્યારે રાજ્ય-મૂડીવાદ વિશે ૧૯૧૮માં લખેલા લેખનો ઉલ્લેખ હંમેશાં કર્યો જ છે. એથી કેટલાક યુવાન સાથીઓનાં મનમાં ઘણી વાર શંકાઓ ઉત્પન્ન થઈ છે. પરંતુ તેમની શંકાઓ મુખ્યત્વે અમૂર્ત રાજકીય મુદ્દાઓ પરત્વેની રહી છે.

તેમને એમ લાગ્યું કે જે પ્રથા હેઠળ ઉત્પાદનનાં સાધનો ઉપર કામદાર વર્ગની માલિકી હોય, રાજકીય સત્તા ધરાવતા કામદાર વર્ગની માલિકી હોય, એ પ્રથાને રાજ્ય-મૂડીવાદ જેવો શબ્દ લાગુ ન થઈ શકે. પરંતુ તેમના ધ્યાનમાં એ વાત ન આવી કે "રાજ્ય-મૂડીવાદ" શબ્દનો ઉપયોગ **પહેલાં** તો મેં આપણા વર્તમાન ધોરણને એ ધોરણ સાથે ઐતિહાસિક રીતે સાંકળી લેવા માટે કરેલો જે મેં કહેવાતા ઉદ્દામ સામ્યવાદીઓ[21] સાથેના મારા વાદવિવાદમાં અપનાવ્યું હતું, વળી એ વખતે મેં એમ પણ દલીલ કરેલી કે આપણા હાલ અસ્તિત્વ ધરાવતા અર્થતંત્ર કરતાં રાજ્ય-મૂડીવાદ બહેતર વ્યવસ્થા સાબિત થશે. સાધારણ રાજ્ય-મૂડીવાદ અને વાચકને નવી આર્થિક નીતિનો પરિચય આપતાં મેં જેનો ઉલ્લેખ કરેલો એ અસાધારણ, બલકે ખૂબ જ અસાધારણ, રાજ્ય-મૂડીવાદ વચ્ચેનું સાતત્ય બતાવવાનું મારે માટે મહત્ત્વનું હતું. **બીજું** એ કે વ્યાવહારિક ધ્યેય મારે માટે હંમેશાં મહત્ત્વનું રહ્યું છે. અને આપણી નવી આર્થિક નીતિનું વ્યાવહારિક ધ્યેય હતું છૂટછાટો પટ્ટે આપવાનું. પ્રવર્તિત સંજોગોમાં આપણા દેશમાં છૂટછાટોનો અર્થ નિસ્સંદેહ નિર્ભેળ રાજ્ય-મૂડીવાદ જ થયો હોત. રાજ્ય-મૂડીવાદ વિશે મેં એવી દલીલ કરેલી.

પરંતુ સમસ્યાનું એક બીજું પાસું પણ છે જેને માટે આપણને કદાચ રાજ્ય-મૂડીવાદની, કે પછી કંઈ નહિ તો તેની સાથે સરખામણીની, જરૂર પડે. એ છે સહકારી સંસ્થાઓનો સવાલ.

મૂડીવાદી રાજ્યમાં સહકાર સંસ્થાઓ સામુદાયિક મૂડીવાદી સંસ્થાઓ હોય છે એ નિ:શંક છે. એ વાતમાં પણ મુદ્દલ શંકાને સ્થાન નથી કે આપણી વર્તમાન આર્થિક પરિસ્થિતિમાં આપણે જ્યારે ખાનગી મૂડીવાદી સાહસોને — પરંતુ રાષ્ટ્રીયકરણ કરેલી જમીન ઉપર જ હોય એ સિવાય બીજી કોઈ રીતે નહિ, અને કામદાર વર્ગના રાજ્યના નિયંત્રણ હેઠળ જ હોય એ સિવાય બીજી કોઈ રીતે નહિ — સુસંગત રીતે સમાજવાદી પ્રકારનાં હોય એવાં સાહસો (ઉત્પાદનનાં સાધનો, સાહસો જેની ઉપર સ્થાપાયાં હોય એ જમીન, અને આખાં સાહસો પણ રાજ્યની જ માલિકીનાં હોય એવાં સાહસો) સાથે મેળવીએ છીએ ત્યારે એક ત્રીજા પ્રકારનાં સાહસોનો સવાલ ઊભો થાય છે, સહકારી સંસ્થાઓનો સવાલ ઊભો થાય છે, જેને પહેલાં બીજા પ્રકારોના સાહસો કરતાં ભિન્ન એવાં સ્વતંત્ર પ્રકારનાં સાહસો તરીકે નહોતી ગણવામાં આવતી. ખાનગી મૂડીવાદ હેઠળ સહકારી સાહસો મૂડીવાદી સાહસો કરતાં જેટલાં ભિન્ન હોય છે એટલાં ભિન્ન સહિયારાં સાહસો ખાનગી સાહસો કરતાં હોય છે. રાજ્ય-મૂડીવાદ હેઠળ સહકારી સાહસો રાજ્ય-મૂડીવાદી સાહસો કરતાં ભિન્ન હોય છે કેમ કે પ્રથમ તો એ ખાનગી સાહસો હોય છે અને બીજું એ સહિયારાં સાહસો હોય છે. આપણી વર્તમાન પ્રથા હેઠળ સહકારી સાહસો ખાનગી મૂડીવાદી સાહસો કરતાં ભિન્ન એટલા માટે છે કે એ સહિયારાં સાહસો છે, પરંતુ એ સાહસો જે જમીન ઉપર સ્થાપિત થયાં હોય એ જમીન તથા તેના ઉત્પાદનનાં સાધનો રાજ્યની, એટલે કે કામદાર વર્ગની, માલિકીનાં હોય તો એ સાહસો સમાજવાદી સાહસો કરતાં ભિન્ન સાહસો નથી.

સહકારી સંસ્થાઓ વિશે ચર્ચા કરવામાં આવે ત્યારે આ સંયોગને પૂરતો ધ્યાનમાં લેવામાં આવતો નથી. એ વાત ભૂલી જવામાં આવે છે કે આપણી રાજકીય પ્રથાનાં વિશેષ લક્ષણોને લીધે આપણી સહકારી સંસ્થાઓ તદ્દન અસાધારણ મહત્ત્વ ધારણ કરે છે. આપણે છૂટછાટોને — જેનો ગણનાપાત્ર પાયા ઉપર વિકાસ થયો પણ નથી — બાદ કરીએ તો આપણી પરિસ્થિતિમાં સહકારી પ્રવૃત્તિ લગભગ હંમેશાં સમાજવાદ જોડે મેળ ખાય છે.

હું શું કહેવા માગું છું તે સમજાવું. રોબર્ટ ઓવેનથી માંડીને ત્યાર પછીના બધા પુરાણા સહકારવાદીઓની યોજનાઓ કલ્પનાવિહારી શા માટે હતી? કારણ કે તેઓ વર્ગવિગ્રહના, કામદાર વર્ગ દ્વારા રાજકીય સત્તા કબજે કરી લેવાના, અને શોષક વર્ગના શાસનને ઉથલાવી પાડવાના સવાલો

જેવા મૂળભૂત સવાલોને ગણતરીમાં લીધા વગર જ સમકાલીન સમાજની શાંતિમય રીતે સમાજવાદી સમાજમાં પુનર્ઘટના કરવાનાં સ્વપ્નાં સેવતા હતા. એટલે જ, એ "સહકારી" સમાજવાદને તદ્દન કલ્પનાવિહારી ગણવામાં, વસતિને સહકારી સંસ્થાઓમાં ફક્ત સંગઠિત કરીને જ વર્ગશત્રુઓને વર્ગસહયોગીઓમાં પલટાવી નાખવાના તથા વર્ગયુદ્ધને વર્ગશાંતિમાં (કહેવાતી નાગરિક શાંતિ) પલટાવી નાખવાના એ સ્વપ્નને આસમાની અને ઉપરચોટિયું સુદ્ધાં ગણવામાં, આપણે ખરા જ છીએ.

વર્તમાન સમયના મૂળભૂત કાર્યના દૃષ્ટિકોણથી આપણે નિસ્સંદેહ ખરા જ હતા કેમ કે રાજકીય સત્તા માટેના વર્ગવિગ્રહ વગર રાજ્યમાં સમાજવાદની સ્થાપના ન જ થઈ શકે.

પરંતુ રાજકીય સત્તા કામદાર વર્ગના હાથમાં આવી ગઈ છે એટલે, શોષકોની રાજકીય સત્તાને ઉથલાવી પાડવામાં આવી છે એટલે, અને ઉત્પાદનનાં બધાં સાધનો (એ સાધનો સિવાય કે જેને કામદારોનું રાજ્ય અમુક શરતે અને નિશ્ચિત સમય માટે છૂટછાટોના રૂપમાં સ્વેચ્છાએ શોષકોને હવાલે કરી દે છે) કામદાર વર્ગની માલિકીનાં થઈ ગયાં છે એટલે, હવે પરિસ્થિતિમાં કેવું પરિવર્તન આવી ગયું છે તે જુઓ.

હવે આપણને એમ કહેવાનો અધિકાર છે કે આપણે માટે ફક્ત સહકારી પ્રવૃત્તિનો વિકાસ (ઉપર ઉલ્લેખિત "જરાક" અપવાદ સાથે) સમાજવાદના વિકાસ જોડે એકરૂપતા ધરાવે છે, અને સાથે સાથે આપણે એ વાત પણ કબૂલ કરવી જ જોઈએ કે સમાજવાદ વિશેના આપણા આખા દૃષ્ટિકોણમાં મૂલસ્પર્શી ફેરફાર થયો છે. મૂલસ્પર્શી ફેરફાર આ છે: પહેલાં આપણે મુખ્ય ભાર રાજકીય સંઘર્ષ ઉપર, ક્રાંતિ ઉપર, સત્તા કબજે કરી લેવા ઉપર, વગેરે ઉપર મૂક્યો હતો. હવે ભાર મૂકવામાં પરિવર્તન થઈ રહ્યું છે, અને એ ભારને ત્યાંથી હઠાવીને શાંતિમય, સંગઠનાત્મક, "સાંસ્કૃતિક" કાર્ય ઉપર મૂકવામાં આવી રહ્યો છે. આપણા આંતરરાષ્ટ્રીય સંબંધોરૂપી કારણ વચ્ચે ન હોત, આપણા સ્થાન માટે આપણે સમગ્ર દુનિયાના પાયા ઉપર લડવું પડે છે એ હકીકત વચ્ચે ન હોત, તો મેં કહ્યું હોત કે એ ભાર શૈક્ષણિક કાર્ય ઉપર મૂકવામાં આવી રહ્યો છે. પરંતુ આપણે એ વાતને બાજુ પર રાખી દઈએ અને આંતરિક આર્થિક સંબંધો પૂરતા જ સીમિત રહીએ તો આપણા કાર્યમાં ભાર નિશ્ચિત રૂપે ખસીને શિક્ષણ ઉપર આવી રહ્યો છે.

આપણી સમક્ષ બે મુખ્ય કાર્યો છે, જે મળીને યુગ બની રહે છે. જે

રાજ્યતંત્ર તદ્દન અર્થહીન છે અને જેને આપણે સમગ્ર રૂપે પુરોગામી યુગમાંથી આપણા હાથમાં લઈ લીધું છે તેની પુનર્ઘટના કરવાનું કામ આપણું પ્રથમ કાર્ય છે; સંઘર્ષનાં ગત પાંચ વર્ષ દરમિયાન આપણે તેની જોરદાર પુનર્ઘટના કરી નથી, કરી શક્યા નથી. આપણું બીજું કાર્ય છે કિસાનોમાં શૈક્ષણિક પ્રવૃત્તિનું. અને કિસાનોમાં ચલાવવાની એ શૈક્ષણિક પ્રવૃત્તિનું આર્થિક ધ્યેય છે તેમને સહકારી સંસ્થાઓમાં સંગઠિત કરવાનું. સમગ્ર કિસાન પ્રજાને જો સહકારી સંસ્થાઓમાં સંગઠિત કરી લેવામાં આવી હોત તો આપણે અત્યાર સુધીમાં બેઉ પગ સમાજવાદની ધરતી ઉપર ટેકવીને ઊભા હોત. પરંતુ સમગ્ર કિસાનપ્રજાનું સહકારી સંસ્થાઓમાં સંગઠન કિસાનોમાં (જનતામાં વ્યાપક પ્રધાનતા ધરાવતો સમુદાય હોવાને કારણે ચોક્કસ રૂપે કિસાનોમાં જ) એવા સાંસ્કૃતિક ધોરણની પૂર્વધારણા કરે છે જે હકીકતમાં સાંસ્કૃતિક ક્રાંતિ વગર સિદ્ધ થઈ શકે નહિ.

આપણા વિરોધીઓએ આપણને વારંવાર કહ્યું છે કે સંસ્કૃતિનો અપૂરતો વિકાસ ધરાવતા દેશમાં સમાજવાદની સ્થાપના કરવાનું માથે લેવામાં આપણે ઉતાવળિયું વર્તન કર્યું છે. પરંતુ તેઓ એ વાતથી ખોટે માર્ગે દોરવાઈ ગયા છે કે આપણે શરૂઆત સિદ્ધાંતમાં (બધા પ્રકારના વિદ્યાદંભીઓના સિદ્ધાંતમાં) નિર્દેશિત છેડેથી નહિ પણ એથી ઊલટે છેડેથી કરી છે કેમ કે આપણા દેશમાં રાજકીય અને સામાજિક ક્રાંતિ સાંસ્કૃતિક ક્રાંતિની પહેલાં થઈ ગઈ છે, એ જ સાંસ્કૃતિક ક્રાંતિની પહેલાં કે જેને પૂર્ણ કરવાનું કાર્ય હવે આપણી સમક્ષ ઉપસ્થિત છે.

એ સાંસ્કૃતિક ક્રાંતિ હવે આપણા દેશને પૂર્ણ રીતે સમાજવાદી દેશ બનાવી દેવા માટે પૂરતી છે, પરંતુ એ સાંસ્કૃતિક ક્રાંતિ શુદ્ધ રીતે સાંસ્કૃતિક (કેમ કે આપણે નિરક્ષર છીએ) અને ભૌતિક પ્રકારની (કેમ કે સુસંસ્કૃત બનવા માટે આપણે ઉત્પાદનનાં ભૌતિક સાધનોનો ચોક્કસ વિકાસ સાધવો જ જોઈએ, આપણે ભૌતિક આધાર ધરાવવો જ જોઈએ) ભારે મોટી મુશ્કેલીઓ આપણી સમક્ષ ખડી કરે છે.

**૬ જાન્યુઆરી, ૧૯૨૩**

વ્લા. ઇ. લેનિન, સંગૃહીત કૃતિઓ,
પાંચમી રશિયન આવૃત્તિ, ખંડ ૪૫,
પૃષ્ઠ ૩૬૯-૩૭૭

## ટિપ્પણીઓ

[1] **૧૯૧૮ના નવેંબરમાં મોસ્કો કેંદ્રીય કામદાર સહકારી મંડળના પ્રતિનિધિઓની મિટિંગમાં** મોસ્કો શહેરની અંદર ખોરાકની ચીજોની વહેંચણી સંબંધી રિપોર્ટ રજૂ કરવામાં આવ્યો હતો, અને કોમ્યુનિસ્ટ જૂથની દરખાસ્ત મુજબના નવા પંચને, મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓના વિરોધ છતાં, ચૂંટી લેવામાં આવ્યું હતું. એ મિટિંગમાં લેનિને સમાજવાદી અર્થતંત્રમાં સહકારી સંઘટનોની ભૂમિકા વિશે પ્રવચન કર્યું હતું. — પૃ. ૬

[2] **મેન્શેવિકો** — રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર નિમ્ન-મૂડીવાદી તકવાદી વહેણના અનુયાયીઓ, કામદાર વર્ગની અંદર મૂડીદાર વર્ગના પ્રભાવનાં વાહકો. ર.સો.ડે.લે. પાર્ટીની ૧૯૦૩ના ઑગસ્ટમાં ભરાયેલી બીજી કૉંગ્રેસમાં પાર્ટીનાં કેંદ્રીય ઘટકોની ચૂંટણી દરમિયાન તેઓ લઘુમતીમાં (લઘુમતી માટેનો રશિયન ભાષાનો શબ્દ છે: મેન્શિન્સ્ત્વો) રહી ગયા ત્યારથી તેઓ મેન્શેવિકોના નામે ઓળખાવા લાગ્યા, અને લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શિન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયા.

૧૯૦૫-૦૭ની ક્રાંતિ દરમિયાન મેન્શેવિકોએ ક્રાંતિમાં સર્વહારા વર્ગની આગેવાનીનો અને કામદાર વર્ગ તથા કિસાનપ્રજા વચ્ચેની એકસંપીનો વિરોધ કર્યો અને ઉદારવાદી મૂડીદાર વર્ગની જોડે સમજૂતી કરી લેવાની હિમાયત કરી. ક્રાંતિના પરાજય પછી ૧૯૦૭-૧૦ના પ્રત્યાઘાતના પ્રભુત્વના

કાળ દરમિયાન મેન્શેવિકોએ સર્વહારા વર્ગની ગેરકાનૂની ક્રાંતિકારી પાર્ટીને વિસર્જિત કરી નાખવાની કોશિશ કરી.

૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી મેન્શેવિકો મૂડીવાદી કામચલાઉ સરકારમાં દાખલ થઈ ગયા. એ સરકારની સામ્રાજ્યવાદી નીતિનું તેમણે સમર્થન કર્યું અને સર્વહારા ક્રાંતિના વધતા જતા જુવાળની સામે તેઓ લડયા.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી મેન્શેવિકોએ ઉઘાડી પ્રતિક્રાંતિકારી પાર્ટીનું રૂપ લઈ લીધું અને સોવિયેત સત્તાની વિરુદ્ધ લક્ષ્યાંકિત કાવતરાં તથા બળવાઓનું સંગઠન કર્યું.—પૃ. ૭

3 **સમાજવાદી-ક્રાંતિકારીઓ**—૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં રશિયામાં ઉદ્ભવ પામેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટીના સભ્યો. સમાજવાદી-ક્રાંતિકારીઓના વિચારોમાં નરોદવાદ અને સુધારણાવાદનો ખીચડો હતો.

બોલ્શેવિક પાર્ટીએ સમાજવાદીઓનો સ્વાંગ સજવાની તેમની કોશિશોને ઉઘાડી પાડી, કિસાનપ્રજામાં અસર ફેલાવવા માટે તેમની વિરુદ્ધ ખંતીલો સંઘર્ષ ચલાવ્યો, અને વ્યક્તિગત ત્રાસની તેમની કાર્યનીતિથી કામદાર વર્ગીય આંદોલનને થતી હાનિ સાફ બતાવી આપી. સાથે સાથે જ, અમુક ચોક્કસ સંજોગોમાં, ઝારશાહી સામેની લડતમાં બોલ્શેવિકોએ તેમની જોડે કામચલાઉ સમજાણો પણ કરી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મોટા ભાગના સમાજવાદી-ક્રાંતિકારીઓ સામાજિક-અંધરાષ્ટ્રવાદી વિચારો ધરાવતા હતા.

૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી સમાજવાદી-ક્રાંતિકારીઓ કેડેટો તથા મેન્શેવિકોની જોડે મળીને પ્રતિક્રાંતિકારી મૂડીવાદી-જમીનમાલિક કામચલાઉ સરકારનો મુખ્ય આધાર બની રહ્યા.

તેમનામાંથી અળગા થઈ ગયેલા એક ભાગે ૧૯૧૭ના નવેંબરના અંતમાં એક અલગ પાર્ટીની (ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટીની) સ્થાપના કરી. કિસાનોમાં પોતાની અસર સુરક્ષિત રાખવાની કોશિશ રૂપે તેમણે સોવિયેત સરકારને નામ પૂરતી માન્યતા આપી અને બોલ્શેવિકોની સાથે સમજૂતી કરી. પરંતુ થોડા વખતમાં જ તેમણે સોવિયેત સત્તાની વિરુદ્ધ લડવાનું શરૂ કરી દીધું.

પરદેશી સશસ્ત્ર દખલબાજી અને આંતરવિગ્રહ દરમિયાન સમાજવાદી-ક્રાંતિકારીઓ વિદ્રોહી પ્રવૃત્તિમાં લાગી ગયા. આંતરવિગ્રહ પૂરો થઈ

ગયા પછી તેમણે દેશમાં તેમ જ ભાગેડુ વ્હાઇટગાર્ડોની વચ્ચે સોવિયેત રાજ્યની વિરુદ્ધ પોતાની દુશ્મનાવટભરી પ્રવૃત્તિ ચાલુ રાખી. — પૃ. ૭

[4] આ ઉલ્લેખ **ઝેકોસ્લોવાક લશ્કરી કોર્પ્સના પ્રતિક્રાંતિકારી બળવા** વિશે છે. એ બળવાનું સંગઠન સમહિત દેશોના સામ્રાજ્યવાદીઓએ મેન્શેવિકો તેમ જ સમાજવાદી-ક્રાંતિકારીઓની સક્રિય સહાયના આધારે કર્યું હતું. વ્હાઇટગાર્ડો તથા કુલકો સાથે સતત સંપર્ક જાળવીને લડતા બળવાખોર ઝેક સૈનિકોએ ઉરાલ, વોલ્ગા પ્રદેશ, તથા સાઇબિરિયાના વિશાળ ભાગ ઉપર કબજો કરી લીધો અને દરેક ઠેકાણે મૂડીદાર વર્ગના શાસનની પુનઃસ્થાપના કરી. એ વિસ્તારોમાં મેન્શેવિક તથા સમાજવાદી-ક્રાંતિકારીઓની મદદના આધારે વ્હાઇટગાર્ડોની સરકારો સ્થાપવામાં આવી.

૧૯૧૮ની શરદમાં લાલ સેનાએ વોલ્ગા પ્રદેશની મુક્તિ સિદ્ધ કરી લીધી. કોલ્ચાકનાં વ્હાઇટગાર્ડ સૈન્યોને પરાજિત કરવામાં આવ્યાં (૧૯૧૯માં) ત્યારે સાથે સાથે ઝેકોસ્લોવાક કોર્પ્સના અવશેષોને કચડી નાખવામાં આવ્યા. — પૃ. ૭

[5] **બ્રેસ્ત સુલેહ** એક તરફ સોવિયેત રશિયા અને બીજી તરફ ચાર સંપેલાં રાજ્યો (જર્મની, ઑસ્ટ્રો-હંગેરી, બલ્ગેરિયા, અને તુર્કી) વચ્ચે ૧૯૧૮ના માર્ચની ત્રીજી તારીખે બ્રેસ્ત-લિતોવ્સ્કમાં થઈ હતી. ૧૫મી માર્ચે સોવિયેતોની ચોથી અસાધારણ અખિલ રશિયન કૉંગ્રેસે સુલેહને બહાલી આપી. સુલેહની શરતો સોવિયેત રશિયા માટે અત્યંત કઠોર હતી. એ સંધિ મુજબ, પોલૅંડ અને લગભગ આખો બાલ્ટિક વિસ્તાર તથા બેલોરશિયાનો અમુક હિસ્સો જર્મની તથા ઑસ્ટ્રો-હંગેરીના કબજામાં સોંપી દેવામાં આવ્યાં હતાં. ઉક્રાઈનાને સોવિયેત રશિયાથી અળગું કરીને જર્મન તાબાના પ્રદેશમાં પલટાવી નાખવામાં આવ્યું હતું. તુર્કીને કાર્સ, બાતુમ, તથા આર્દાગાન શહેરોનો કબજો મળ્યો. ૧૯૧૮ના ઑગસ્ટમાં જર્મનીએ સોવિયેત રશિયાની ઉપર પુરવણી સંધિ તથા નાણાકીય કરાર લાદી દીધાં. તેમાં બેહદ આકરી નવી માંગો સામેલ હતી.

એ સુલેહ તેજસ્વી બુદ્ધિમત્તાની રાજકીય સિદ્ધિ હતી. ભારે મુશ્કેલીઓ પછી સુલેહ પર હસ્તાક્ષર થયા હતા અને એ સફળતાનો યશ વ્લાદીમિર ઇલ્યીચ લેનિનને છે. બ્રેસ્ત સુલેહે સ્પષ્ટ કરી આપ્યું કે લેનિનની નીતિ કેટલી લચીલી તથા સમજભરી છે, અને અત્યંત જટિલ પરિસ્થિતિમાં એકમાત્ર ખરી નીતિ નક્કી કરવાની કેટલી કાબેલિયત તેઓ ધરાવે છે.

તેના પરિણામે સોવિયેત રાજ્ય માટે જંગથી અવકાશ મેળવવાનું, પુરાણા અસ્તવ્યસ્ત લશ્કરને વિખેરી નાખીને નવી લાલ સેનાનું સંઘટન કરવાનું, સમાજવાદી નિર્માણકાર્ય શરૂ કરવાનું, અને આંતરિક પ્રતિક્રાંતિ તથા પરદેશી દખલબાજી વિરુદ્ધ આગામી સંઘર્ષ માટે તાકાત જમાવવાનું શક્ય બન્યું. એ નીતિએ શાંતિના સંઘર્ષને પ્રોત્સાહિત કર્યો અને સઘળા યુદ્ધરત દેશોમાં લશ્કર તેમ જ લોકસમુદાયોની અંદર ક્રાંતિકારી ભાવનાને વેગ આપ્યો. ૧૯૧૮ના નવેંબરની ૧૩મી તારીખે જર્મનીમાં નવેંબર ક્રાંતિ પછી રાજશાહીને ઉથલાવી પાડવામાં આવી ત્યારે અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિએ લૂંટારી બ્રેસ્ત સુલેહને રદ કરી નાખી.—પૃ. ૮

[6] અહીંયાં નિર્દેશ ૧૯૧૮ના નવેંબરમાં 'પ્રાવદા' અખબારમાં મેન્શેવિક કેંદ્રીય સમિતિ તરફથી પ્રગટ થયેલી અપીલ તરફ છે. તેમાં હાકલ કરવામાં આવી હતી કે રૂસી ક્રાંતિમાં પરદેશી દખલબાજી સામે ઝુંબેશ ચલાવવામાં આવે. પરંતુ સાથે સાથે જ, સોવિયેત સત્તાની તેમ જ પશ્ચિમ યુરોપમાં ક્રાંતિકારી આંદોલનની સફળતાઓને કારણે મેન્શેવિકોને સમહિત સામ્રાજ્ય-વાદીઓની દખલબાજીની મુલવણી નવેસરથી કરવી પડી ત્યારે તેમણે રૂસી ક્રાંતિમાં બીજી ઈન્ટરનેશનલની દખલગીરીની હિમાયત કરી હતી. મેન્શેવિક આગેવાનોએ સામ્રાજ્યવાદી રાજ્યોની ઉઘાડી હથિયારબંધ દખલબાજીનું મૂલ્યાંકન ખાલી શબ્દોમાં જ બદલાવ્યું હતું. હકીકતમાં તેમણે સર્વહારા વર્ગની સરમુખત્યારીની કટ્ટર દુશ્મનાવટ ચાલુ રાખી હતી. સોવિયેત પ્રજાસત્તાક સામે સંઘર્ષ ચલાવવાની પરદેશી સામ્રાજ્યવાદીઓ તથા રૂસી વ્હાઇટગાર્ડોની નીતિના અમલમાં તેમણે જુદા જુદા પ્રદેશોમાં (કોકેસસ, ઉક્રાઈના, સાઇબિરિયા) વાસ્તવિક મદદ પૂરી પાડી હતી.

લેનિને 'દેશના સંરક્ષણને કમજોર બનાવી દેનારા મેન્શેવિક અખબારને બંધ કરાવી દેવા' અંગે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિના ઠરાવના ખરડામાં તેમ જ અન્ય કૃતિઓમાં, મેન્શેવિકોના એ સમયના ધોરણની ટીકા કરી હતી.—પૃ. ૮

[7] **કુલકો**—મજૂરોને કામે રાખીને અથવા વ્યાજે પૈસા ધીરીને અથવા બીજી રીતો અજમાવીને પારકી મહેનતનું શોષણ કરનારા ધનવાન ખેડૂતો.—પૃ. ૯

[8] અહીંયાં લેનિનનો નિર્દેશ લોક કમિસાર મંડળમાં ઉપભોક્તા સહકારી સંઘટનો સંબંધી ડિક્રીના ખરડાની ચર્ચાવિચારણા તરફ છે. મૂળ ખરડો લેનિને ઘડી કાઢયો હતો અને તેમાં વિગતોની પુરવણી ખોરાકના લોક

કમિસારિયત તરફથી કરવામાં આવી હતી. તેને ૧૯૧૮ના જાન્યુઆરીમાં 'ઇઝવેસ્તિયા' અખબારમાં પ્રગટ કરવામાં આવ્યો હતો. સહકારી પ્રવૃત્તિના મૂડીવાદી સામેલગીરોએ ખરડાનો સખત વિરોધ કર્યો હતો અને માંગ ઉઠાવી હતી કે સહકારી પ્રવૃત્તિને સોવિયેત સત્તાનાં ઘટકોથી સ્વતંત્ર રાખવામાં આવે. વ્યાપારના અને લોકોમાં ખોરાકની વહેંચણીના બંદોબસ્તમાં સહકારી તંત્રનો ઉપયોગ જરૂરી લાગવાથી લોક કમિસાર મંડળે સહકારી પ્રવૃત્તિમાં ભાગ લેનારાઓને કેટલીક છૂટછાટ આપવાનું શક્ય ગણ્યું. ૧૯૧૮ના માર્ચમાં અને એપ્રિલના આરંભમાં સર્વોચ્ચ આર્થિક પરિષદ, સહકારી મંડળો, અને ખોરાક સંઘટનોના પ્રતિનિધિઓની મંત્રણાઓના પરિણામે ડિક્રીનો ખરડો ઘડી કાઢવામાં આવ્યો હતો અને લોક કમિસાર મંડળની મિટિંગમાં તેની ચર્ચાવિચારણા કરવામાં આવી હતી. લેનિને સૂચવેલા સુધારાવધારા સામેલ કરીને લોક કમિસાર મંડળે તેને બહાલી આપી હતી. ડિક્રીને એપ્રિલની અગિયારમી તારીખે અખિલ રૂસી કેંદ્રીય કારોબારી સમિતિમાં અપનાવી લેવામાં આવી હતી, અને એપ્રિલની તેરમી તારીખે 'પ્રાવદા' અખબારમાં પ્રગટ કરવામાં આવી હતી.

'સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્તવ્યો' નામે કૃતિમાં લેનિને એ ડિક્રીનું મૂલ્યાંકન કર્યું છે.—પૃ. ૧૦

9 અહીંયાં નિર્દેશ 'પુરવઠાની સંઘટના' સંબંધી ડિક્રી તરફ છે. લોક કમિસાર મંડળમાં ડિક્રીના ખરડાની ચર્ચાવિચારણા ૧૯૧૮ના નવેંબરના આરંભમાં કરવામાં આવી હતી, અને તેને નવેંબરના અંતમાં આખરી બહાલી આપીને 'ઇઝવેસ્તિયા' અખબારમાં પ્રગટ કરવામાં આવી હતી. તેને ઘડી કાઢવામાં લેનિને કેટલાય સુધારાવધારા કરીને પ્રત્યક્ષ ભાગ લીધો હતો.—પૃ. ૧૦

10 **'ઇઝવેસ્તિયા'**—દૈનિક. ઑકટોબર સમાજવાદી ક્રાંતિ પહેલાં તેનું નામ 'કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતનું ઇઝવેસ્તિયા' હતું. એ સમયે તે મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓના હાથમાં હતું અને બોલ્શેવિક પાર્ટી વિરુદ્ધ કટ્ટર સંઘર્ષ ચલાવતું હતું. સોવિયેતોની બીજી અખિલ રૂસી કૉંગ્રેસ (ઑકટોબર, ૧૯૧૭) પછી તે સોવિયેત સત્તાનું મુખપત્ર બની ગયું હતું, અને સોવિયેત સરકારના અત્યંત મહત્ત્વના દસ્તાવેજો તેમાં પ્રગટ થતા હતા.—પૃ. ૧૦

[11] **કામદાર સહકારી મંડળોની ત્રીજી કૉંગ્રેસ** ૧૯૧૮ના ડિસેંબરની ૬-૧૧ તારીખે મોસ્કોમાં ભરવામાં આવી હતી. લેનિને ડિસેંબરની નવમી તારીખે કૉંગ્રેસના સાંજના અધિવેશનમાં કામદાર સહકારી સંઘટનોનાં કર્તવ્યો વિશે પ્રવચન કર્યું હતું. કૉંગ્રેસમાં મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓએ સહકારી સંઘટનોને સોવિયેત સત્તાથી "સ્વતંત્ર" રાખવાની હિમાયત કરી હતી. તેમના વિરોધ છતાં કૉંગ્રેસે સહકારી પ્રવૃત્તિની "સ્વતંત્રતા" અંગેની તેમની સોવિયેત-વિરોધી તાલાવેલીને ધુતકારી કાઢી હતી, અને કામદાર સહકારી પ્રવૃત્તિનાં સઘળાં પરિબળોને, ખોરાક સંબંધી કામગીરી કરતાં સોવિયેત સંઘટનોની જોડાજોડ, લોકોની અંદર ખોરાકની વહેંચણીના બંદોબસ્તની દિશામાં વાળવાનું જરૂરી ગણ્યું હતું.—પૃ. ૧૨

[12] **જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિના** પરાજયનાં તત્કાલીન કારણો આ મુજબ હતાં: પ્રથમ વિશ્વયુદ્ધમાં (૧૯૧૪-૧૮) જર્મનીનો પરાભવ, દેશના અર્થતંત્રમાં પડતી અને અવ્યવસ્થાની હાલત, લોકસમુદાયોને વેઠવી પડતી ભયંકર હાડમારી, અને સિપાહીઓ તરફથી યુદ્ધના અંતની માંગ. જર્મનીની ક્રાંતિકારી ઘટનાઓ ઉપર રશિયાની ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિનો ભારે પ્રભાવ પડયો હતો.

ક્રાંતિનો આરંભ ૧૯૧૮ના નવેંબરની ત્રીજી તારીખે કિલમાં ખલાસીઓના વિદ્રોહથી થયો હતો. સિપાહીઓ અને કામદારોની પ્રથમ સોવિયેતો જહાજોમાં, બૅરેકોમાં, અને ઉદ્યોગધંધાઓમાં સ્થાપવામાં આવી હતી. ક્રાંતિ જોતજોતામાં આખા ઉત્તર જર્મનીને આવરી લેતી દેશના મધ્ય તથા દક્ષિણ વિસ્તારોમાં ફેલાઈ ગઈ. નવેંબરની નવમી તારીખે, સ્પાર્ટાકસપંથીઓની હાકલના જવાબમાં, બર્લિનમાં સામાન્ય હડતાલ પડી અને તે ઝડપથી હથિયારબંધ વિદ્રોહમાં પલટાઈ ગઈ. પ્રજાકીય વિદ્રોહના પરિણામે, વિલ્હેલ્મ બીજાની જુંકર-મૂડીવાદી રાજશાહીને ઉથલાવી પાડવામાં આવી. સમ્રાટને ગાદીત્યાગ કરવો પડયો. નવેંબરની ૧૦મી તારીખે બર્લિન સોવિયેતના પૂર્ણ અધિવેશનમાં રચવામાં આવેલી સરકારમાં મવાળપંથી સામાજિક-લોકશાહીવાદીઓ (એબેર્ટ, શાઈદેમાન, તથા લાન્ડસ્બેર્ગ) અને "સ્વતંત્ર" સામાજિક-લોકશાહીવાદીઓ (હાઅઝે તથા અન્ય) સામેલ હતા. આગળ જતાં "સ્વતંત્ર" સામાજિક-લોકશાહીવાદીઓએ સરકારમાંથી રાજીનામાં આપી દીધાં હતાં. સરકારનો કાર્યક્રમ મૂડીવાદી પદ્ધતિના માળખામાં સુધારાઓ પૂરતો જ સીમિત

હતો. ૧૯૧૮ના ડિસેંબરની ૧૬-૨૧ તારીખે બર્લિનમાં સોવિયેતોની પ્રથમ અખિલ જર્મન કૉંગ્રેસમાં મવાળપંથી સામાજિક-લોકશાહીવાદીઓના આગેવાનો, ધારાકીય તથા કારોબારી સત્તા સરકારને સુપરત કરી દેવા તેમ જ બંધારણસભાની ચૂંટણી કરવા સંબંધી ઠરાવ પાસ કરાવવામાં સફળ થઈ ગયા. તેનો વાસ્તવિક અર્થ સોવિયેતોને નાબૂદ કરી નાખવાનો હતો.

જર્મન મૂડીદાર વર્ગે કોમ્યુનિસ્ટ પાર્ટીની નેતાગીરીને ખતમ કરી નાખવાના તેમ જ કામદાર વર્ગની મોખરાની હરોળને હરાવી દેવાના આશયે, કામદારોને હથિયારબંધ વિદ્રોહ ખરી વેળાથી વહેલો શરૂ કરી દેવા ઉશ્કેરવાનું નક્કી કર્યું. ડિસેંબરની છઠ્ઠી તારીખે બર્લિનમાં શરૂ થઈ ગયેલા વિદ્રોહની આગેવાની "સ્વતંત્રોના" હાથમાં આવી ગઈ. તેઓ દુશ્મનની ઉપર ઝડપી તથા નિર્ણાયક હલ્લાનું આયોજન ન કરી શક્યા, અને પછી તેમણે દગાખોરી કરીને સરકાર જોડે વાટાઘાટો શરૂ કરી દીધી. મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી અને યુદ્ધ પ્રધાન નોસ્કેની આગેવાની હેઠળ પ્રતિક્રાંતિકારી ટુકડીઓએ બર્લિનના સર્વહારાઓના વિદ્રોહને ઘાતકી દમન વરસાવીને કચડી નાખ્યો. જાન્યુઆરીની પંદરમી તારીખે હથિયારબંધ ટોળકીઓએ જર્મન કામદાર વર્ગના આગેવાનો કાર્લ લીબ્કનેખ્ત અને રોઝા લુકઝેમ્બુર્ગને ગિરફતાર કરીને પાશવતાથી તેમની હત્યા કરી નાખી. જર્મન મૂડીદાર વર્ગે જાન્યુઆરીના વિદ્રોહને દબાવી દઈને તથા જર્મન કામદારોના સર્વોત્તમ આગેવાનોને ખતમ કરી નાખીને, ૧૯૧૯ના જાન્યુઆરીની ઓગણીસમી તારીખની બંધારણસભાની ચૂંટણીમાં મૂડીવાદી પાર્ટીઓની જીતની ખાતરી ઊભી કરી લીધી. પરંતુ નવેંબરની મૂડીવાદી--લોકશાહીવાદી ક્રાંતિ, ખામીઓ છતાં, ભારે મહત્ત્વની હતી. જર્મનીમાં રાજાશાહીને ઉથલાવી પાડવામાં આવી અને મૂડીવાદી-લોકશાહીવાદી પ્રજાસત્તાકની સ્થાપના થઈ. એથી બુનિયાદી મૂડીવાદી-લોકશાહીવાદી આઝાદીઓ સુનિશ્ચિત બની ગઈ, અને આઠ કલાકનો કામદિન સત્તાવાર રીતે દાખલ કરવામાં આવ્યો. જર્મનીની નવેંબર ક્રાંતિ સોવિયેત રશિયાને ખૂબ જ મદદગાર સાબિત થઈ કારણ કે એથી બ્રેસ્તની ધાડપાડુ સુલેહને રદ કરી નાખવાનું શક્ય બન્યું.—પૃ. ૧૪

13 અહીંયાં નિર્દેશ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીમાંથી છૂટા પડી ગયેલા "નરોદવાદી-સામ્યવાદીઓ" તથા "ક્રાંતિકારી સામ્યવાદીઓ"ની પાર્ટીઓ તરફ છે.—પૃ. ૨૦

[14] લેનિને 'મોટી સમસ્યાઓના સ્પષ્ટીકરણમાં નાનકડું ચિત્ર' નામે લેખ લખ્યો તેમાં તાત્કાલિક કારણભૂત બાબત ૧૯૧૮માં ત્વેર પ્રાંતના વેસ્યેગોન્સ્ક જિલ્લામાં પ્રકાશિત 'એક વરસ—બંદૂક અને હળના સંગાથમાં' નામે પુસ્તકની હતી. એ પુસ્તક જિલ્લા અખબારના તંત્રી તોદોર્સ્કીએ, ઑકટોબર ક્રાંતિની પ્રથમ જયંતીના પ્રસંગે, ત્વેર પ્રાંતની પાર્ટી સમિતિને, વીતેલા વર્ષ દરમિયાન સોવિયેત સત્તાની કામગીરીના રિપોર્ટ તરીકે, લખ્યું હતું. તેમાં સાથે સાથે જ વેસ્યેગોન્સ્ક સોવિયેત તરફથી જિલ્લાની જનતાને રિપોર્ટ અંકિત હતો. લેખકે જિલ્લામાં વર્ગ-દુશ્મન સામેના સંઘર્ષનું તેમ જ સમાજવાદી નિર્માણનાં આરંભનાં કદમોનું વર્ણન, સાદા શબ્દોમાં અને જીવનના અનુભવમાંથી સંખ્યાબંધ દાખલા ટાંકીને કર્યું હતું. પુસ્તકની એક હજાર નકલો છાપીને જિલ્લાનાં તમામ ગામોમાં, તેમ જ અનુભવની આપલે તરીકે કેંદ્રીય તથા પ્રાંતીય અખબારોને, મોકલવામાં આવી હતી. લેનિને એ પુસ્તકના ઉલ્લેખો ત્યાર પછીના સમયમાં પણ કર્યા હતા.—પૃ. ૨૨

[15] **'બેદ્નોતા'** (ગરીબો)— કિસાનો માટેનું દૈનિક. ૧૯૧૮ના માર્ચથી ૧૯૩૧ના જાન્યુઆરી સુધી મોસ્કોમાં પ્રકાશિત. અખબારે કામદાર વર્ગ અને કિસાનપ્રજાની એકસંપીને વધારે મજબૂત બનાવવાનો તેમ જ ગરીબ તથા સાધારણ સ્થિતિના કિસાનોને કોમ્યુનિસ્ટ પાર્ટી તથા સોવિયેત સત્તા ફરતે સંગઠિત તથા એકત્રિત કરવાનો સક્રિય સંઘર્ષ ચલાવ્યો હતો. 'બેદ્નોતા' અખબારે કિસાનપ્રજાના મહેનતકશ વિભાગોની રાજકીય કેળવણી તથા સાંસ્કૃતિક ઉન્નતિમાં, ગામોના ગરીબ તથા સાધારણ સ્થિતિના કિસાનોમાંથી સામાજિક કાર્યકરોને મોખરે આણવામાં, અને ગામવાસીઓમાંથી હજારો સંવાદદાતાઓની સેનાના ઘડતરમાં મહત્ત્વની ભૂમિકા ભજવી હતી.—પૃ. ૨૨

[16] **'લાલ ત્રાસ'** સામયિકનો અહીંયાં ઉલ્લેખિત અંક, પૂર્વના મોરચે પ્રતિક્રાંતિના સામના માટેના અસાધારણ પંચ તરફથી, ૧૯૧૮ના નવેંબરમાં કઝાનમાં પ્રગટ થયો હતો.—પૃ. ૨૫

[17] રૂસી કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક)ની નવમી કૉંગ્રેસમાં સહકારી સંઘટનોને લગતું ખાસ પંચ નીમવામાં આવ્યું હતું. સહકારી પ્રવૃત્તિ અંગે કૉંગ્રેસમાં ચર્ચાવિચારણા માટે રજૂ થયેલી કેટલીય વિભિન્ન થિસિસોનું પરીક્ષણ એ પંચમાં ૧૯૨૦ના એપ્રિલની બારમી તારીખે થયું હતું. પંચના અધિવેશનમાં

પહેલાં મિલ્યૂતિનની થિસિસોને આધાર તરીકે અપનાવવામાં આવી હતી. મિલ્યૂતિને સહકારી સંઘટનોને રાજ્યના સંચાલન હેઠળ મૂકવાનું સૂચન કર્યું હતું. લેનિને તેની થિસિસો વિરુદ્ધ પ્રવચન કર્યું ત્યાર પછી કૉંગ્રેસે લેનિનનો ઠરાવ ભારે મોટી બહુમતીથી અપનાવી લીધો હતો. — પૃ. ૨૭

[18] જુઓ ટિપ્પણી નં. ૨૦

[19] લેનિને સહકારી પ્રવૃત્તિના સવાલની છણાવટ સોવિયેતોની દસમી અખિલ રૂસી કૉંગ્રેસમાં પોતાના પ્રવચનમાં કરવાની યોજના બનાવી હતી.

લેનિનના લેખોમાં કરવામાં આવેલી નવી રજૂઆતના પ્રકાશમાં સહકારી પ્રવૃત્તિના સવાલની ચર્ચાવિચારણા ૧૯૨૩ના જૂનની ૧૬મી તારીખે કેંદ્રીય સમિતિના પૂર્ણ અધિવેશનમાં થઈ હતી.

રૂસી કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક)ની ૧૩મી કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલા 'સહકારી પ્રવૃત્તિ વિશે' અને 'ગ્રામવિસ્તારોમાં કાર્ય' સંબંધી ઠરાવો, સહકારી પ્રવૃત્તિ વિશે લેનિનના વિચારો ઉપર આધારિત હતા. કૉંગ્રેસે નિર્દેશ કર્યો કે મુખ્ય પાર્ટી નીતિની રૂપરેખા લેનિનના નવીનતમ લેખ 'સહકારી પ્રવૃત્તિ'માં અંકિત છે. લેનિને એ લેખમાં, કિસાન દેશની અંદર સમાજવાદની દિશામાં પ્રગતિના મુખ્ય સાધન તરીકે, ગ્રામજનતાની સહકાર પ્રવૃત્તિના વિકાસનો કાર્યક્રમ રજૂ કર્યો છે... ગ્રામવિસ્તારોની વર્તમાન પરિસ્થિતિ લેનિનના ધોરણને સ્પષ્ટ રૂપમાં ખરું સાબિત કરી દે છે, અને આવશ્યક બનાવે છે કે પાર્ટી તરફથી મુખ્ય ધ્યાન સૌપ્રથમ નાના ઉત્પાદકોની સહકારી પ્રવૃત્તિ ઉપર કેંદ્રિત કરવામાં આવે કેમ કે સમાજવાદી નિર્માણમાં તેની ભૂમિકા પારાવાર મહત્ત્વની બની રહેશે. — પૃ. ૩૪

[20] **નવી આર્થિક નીતિ** — મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના સમય દરમિયાન સર્વહારા વર્ગીય રાજ્યની આર્થિક નીતિ. એ નીતિનાં મૂળતત્ત્વોનું નિરૂપણ લેનિને છેક ૧૯૧૮ની વસંતમાં કર્યું હતું, પરંતુ પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહને (૧૯૧૮-૨૦) લીધે તેનો અમલ અવરોધાઈ ગયો હતો. "યુદ્ધ સામ્યવાદની" સરખામણીમાં, પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહના સમય (૧૯૧૮-૨૦) દરમિયાન સોવિયેત રશિયામાં અનુસરવામાં આવેલી આર્થિક નીતિની સરખામણીમાં, આ નીતિને "નવી" નીતિ કહેવામાં આવતી હતી.

પહેલાં મિલ્યૂતિનની થિસિસોને આધાર તરીકે અપનાવવામાં આવી હતી. મિલ્યૂતિને સહકારી સંઘટનોને રાજ્યના સંચાલન હેઠળ મૂકવાનું સૂચન કર્યું હતું. લેનિને તેની થિસિસો વિરુદ્ધ પ્રવચન કર્યું ત્યાર પછી કૉંગ્રેસે લેનિનનો ઠરાવ ભારે મોટી બહુમતીથી અપનાવી લીધો હતો.—પૃ. ૨૭

18 જુઓ ટિપ્પણી નં. ૨૦

19 લેનિને સહકારી પ્રવૃત્તિના સવાલની છણાવટ સોવિયેતોની દસમી અખિલ રૂસી કૉંગ્રેસમાં પોતાના પ્રવચનમાં કરવાની યોજના બનાવી હતી.

લેનિનના લેખોમાં કરવામાં આવેલી નવી રજૂઆતના પ્રકાશમાં સહકારી પ્રવૃત્તિના સવાલની ચર્ચાવિચારણા ૧૯૨૩ના જૂનની ૧૬મી તારીખે કેંદ્રીય સમિતિના પૂર્ણ અધિવેશનમાં થઈ હતી.

રૂસી કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક)ની ૧૩મી કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલા 'સહકારી પ્રવૃત્તિ વિશે' અને 'ગ્રામવિસ્તારોમાં કાર્ય' સંબંધી ઠરાવો, સહકારી પ્રવૃત્તિ વિશે લેનિનના વિચારો ઉપર આધારિત હતા. કૉંગ્રેસે નિર્દેશ કર્યો કે મુખ્ય પાર્ટી નીતિની રૂપરેખા લેનિનના નવીનતમ લેખ 'સહકારી પ્રવૃત્તિ'માં અંકિત છે. લેનિને એ લેખમાં, કિસાન દેશની અંદર સમાજવાદની દિશામાં પ્રગતિના મુખ્ય સાધન તરીકે, ગ્રામજનતાની સહકાર પ્રવૃત્તિના વિકાસનો કાર્યક્રમ રજૂ કર્યો છે... ગ્રામવિસ્તારોની વર્તમાન પરિસ્થિતિ લેનિનના ધોરણને સ્પષ્ટ રૂપમાં ખરું સાબિત કરી દે છે, અને આવશ્યક બનાવે છે કે પાર્ટી તરફથી મુખ્ય ધ્યાન સૌપ્રથમ નાના ઉત્પાદકોની સહકારી પ્રવૃત્તિ ઉપર કેંદ્રિત કરવામાં આવે કેમ કે સમાજવાદી નિર્માણમાં તેની ભૂમિકા પારાવાર મહત્ત્વની બની રહેશે.—પૃ. ૩૪

20 **નવી આર્થિક નીતિ**—મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના સમય દરમિયાન સર્વહારા વર્ગીય રાજ્યની આર્થિક નીતિ. એ નીતિનાં મૂળતત્ત્વોનું નિરૂપણ લેનિને છેક ૧૯૧૮ની વસંતમાં કર્યું હતું, પરંતુ પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહને (૧૯૧૮-૨૦) લીધે તેનો અમલ અવરોધાઈ ગયો હતો. "યુદ્ધ સામ્યવાદની" સરખામણીમાં, પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહના સમય (૧૯૧૮-૨૦) દરમિયાન સોવિયેત રશિયામાં અનુસરવામાં આવેલી આર્થિક નીતિની સરખામણીમાં, આ નીતિને "નવી" નીતિ કહેવામાં આવતી હતી.

યુદ્ધના સંજોગોએ અનિવાર્ય બનાવેલી "યુદ્ધ સામ્યવાદની" નીતિનાં લક્ષણો હતાં ઉત્પાદન અને વહેંચણીનું આત્યંતિક કેંદ્રીકરણ, મુક્ત વ્યાપારી ઉપર પ્રતિબંધ, અને પોતાની સઘળી વધારાની ઊપજ રાજ્યને હવાલે કરી દેવાની કિસાનોને ફરજ પાડતી પદ્ધતિ.

પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહનો અંત આવ્યો ત્યારે નવી આર્થિક નીતિ દાખલ કરવામાં આવી અને સમાજવાદી ઉદ્યોગ તથા લઘુ-કિસાન અર્થતંત્રની વચ્ચે પણ્ય-નાણાના સંબંધો મુખ્ય કડીરૂપ બની ગયા. વધારાની ઊપજ કબજે કરી લેવાની પદ્ધતિને સ્થાને કરવેરાને ચીજોના રૂપમાં ભરવાની પદ્ધતિની સ્થાપના થતાં કિસાનો પોતાની વધારાની ઊપજની વ્યવસ્થા પોતાની મરજી મુજબ કરી શકતા, તેને બજારમાં વેચી શકતા, અને પોતાને જરૂરી ઔદ્યોગિક સામાન બજારમાંથી ખરીદી શકતા.

નવી આર્થિક નીતિએ ટૂંક સમય માટે અમુક મર્યાદાઓમાં મૂડીવાદના અસ્થાયી અસ્તિત્વની છૂટ આપી, પરંતુ રાષ્ટ્રીય અર્થતંત્રના સંચાલનની લગામો સર્વહારા વર્ગીય રાજ્યના હાથમાં જ રાખી. તેનું આયોજન દેશનાં ઉત્પાદક બળોના વિકાસમાં સહાય કરવા માટે, ખેતીવાડીમાં સુધારણા કરવા માટે, અને સમાજવાદમાં સંક્રમણ કાજે જરૂરી આર્થિક આધારનું સર્જન કરવા માટે કરવામાં આવ્યું હતું.—પૃ. ૩૪

21 **ઉદ્દામ સામ્યવાદીઓ**—ર.કો.પા. (બો.)ની અંદર એક તકવાદી જૂથ. ૧૯૧૮માં પાર્ટીની અંદર જ્યારે બ્રેસ્ત સુલેહ કરી લેવાના સવાલ વિશે ચર્ચા ચાલતી હતી ત્યારે આ જૂથ અસ્તિત્વમાં આવ્યું. ક્રાંતિકારી યુદ્ધ વિશેના ઉદ્દામવાદી વાણીવિલાસના પડદા હેઠળ રહીને "ઉદ્દામ સામ્યવાદીઓ"ના જૂથે સૈન્યહીન સોવિયેત પ્રજાસત્તાકને સામ્રાજ્યવાદી જર્મની સામે યુદ્ધમાં ધકેલી દેવાની અને એ રીતે સોવિયેત સત્તાને જોખમમાં મૂકવાની અવિચારી નીતિની હિમાયત કરી.

"ઉદ્દામ સામ્યવાદીઓએ" એ જ રીતે પ્રબંધની વ્યક્તિગત જવાબદારી તથા શ્રમ-શિસ્તનો અને સોવિયેત ઉદ્યોગોમાં મૂડીવાદી નિષ્ણાતોને કામે લગાડવાનો પણ વિરોધ કર્યો. લેનિનના નેતૃત્વ હેઠળ કોમ્યુનિસ્ટ પાર્ટીએ "ઉદ્દામ સામ્યવાદીઓની" નીતિને નિર્ણાયક પ્રતીકાર દ્વારા પરાજિત કરી.—પૃ. ૩૯

## નામ નિર્દેશિકા

### ઓ

**ઓવેન, રોબર્ટ** — Owen, Robert (૧૭૭૧ — ૧૮૫૮) — મહાન બ્રિટિશ તરંગવાદી સમાજવાદી. — ૪૦.

### ક

**કાઉત્સ્કી, કાર્લ** — Kautsky, Karl (૧૮૫૪ — ૧૯૩૮) — જર્મન સામાજિક-લોકશાહીવાદ અને બીજી ઇન્ટરનેશનલના આગેવાનોમાંનો એક, શરૂઆતમાં તે માર્ક્સવાદી હતો પણ આગળ જતાં માર્ક્સવાદી ભાગેડુ બની ગયો, તકવાદના અધિકતમ ભયજનક અને હાનિકારક પ્રકાર કેંદ્રવાદનો (કાઉત્સ્કીમતવાદ) વૈચારિક નેતા. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે રશિયાની સર્વહારા ક્રાંતિનો, કામદાર વર્ગની સરમુખત્યારીનો, બોલ્શેવિકોની પાર્ટીનો અને સોવિયેત રાજ્યનો વિરોધ કર્યો હતો. — ૨૦.

**ક્રેસ્તીન્સ્કી, નિકોલાઈ નિકોલાયેવિચ** (૧૮૮૩ — ૧૯૩૮) — ૧૯૦૩થી પાર્ટીનો સભ્ય. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી પાર્ટીનું કાર્ય કરતો હતો. ૧૯૧૮માં તેણે "ઉદ્દામ સામ્યવાદીઓ" સાથે મળીને બ્રેસ્તની સુલેહનો વિરોધ કર્યો હતો, અને ટ્રેડ યુનિયનની ચર્ચાઓ (૧૯૨૦-૨૧) દરમિયાન ત્રોત્સ્કીના ધોરણને ટેકો આપ્યો હતો. ૧૯૨૧ પછી ડિપ્લોમૅટિક કામગીરી કરી હતી. — ૩૦.

**ક્લેમાંસો, જ્યોર્જ** — Clemenceau, Georg (૧૮૪૧ — ૧૯૨૯) —

ફ્રેંચ રાજકારણી અને રાજપુરુષ, ઘણાં વરસ રૅડિકલ પાર્ટીનો આગેવાન. ૧૯૦૬-૦૯ દરમિયાન વડો પ્રધાન. તેણે મોટી મૂડીનાં હિતોની રખેવાળી કરી હતી, અને કામદાર વર્ગની ઉપર પાશવી દમન વરસાવ્યું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમિયાન અત્યંત અંધરાષ્ટ્રવાદી. ૧૯૧૭ના નવેંબરમાં ક્લેમાંસો ફરી વાર ફ્રેંચ સરકારનો અધ્યક્ષ બની ગયો, અને તેણે દેશમાં લશ્કરી સરમુખત્યારી જમાવી દીધી. તેણે સોવિયેત રશિયા વિરુદ્ધ નાકાબંધી અને હથિયારબંધ દખલબાજીના આયોજન તથા ઉશ્કેરણીનાં કરતૂત કર્યાં હતાં. — ૧૯.

ચ

**ચૂચિન, ફ્યોદોર ગ્રિગોર્યેવિચ** (૧૮૮૩—૧૯૪૨) — ૧૯૦૪થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે પાર્ટીનાં મહત્ત્વનાં પદોએ કામગીરી બજાવી હતી. — ૨૮, ૨૯, ૩૦, ૩૧.

ઝ

**ઝિનોવિયેવ (રાદોમીસલ્સ્કી) ગ્રિગોરી યેવસેયેવિચ** (૧૮૮૩ — ૧૯૩૬) — ૧૯૦૧થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિની તૈયારીઓ તથા અમલી કામગીરી દરમિયાન તેણે ઢચુપચુ વલણ લીધું હતું અને વિદ્રોહનો વિરોધ કર્યો હતો. ક્રાંતિ પછી તેણે કેટલાંય મહત્ત્વનાં પદોએ કામ કર્યું હતું. તે વારંવાર લેનિનવાદી નીતિનો વિરોધ કરતો રહ્યો હતો: તેણે ૧૯૧૭ના નવેંબરમાં મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓની જોડે મિશ્ર સરકાર રચવાની હિમાયત કરી હતી, ૧૯૨૫માં ‘નવા વિરોધી દળ’ની સંઘટનામાં મદદ કરી હતી, અને ૧૯૨૬માં પાર્ટી-વિરોધી ત્રોત્સ્કી-ઝિનોવિયેવ જૂથની આગેવાની કરી હતી. તેને પાર્ટી-વિરોધી કરતૂતો બદલ પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — ૧૭.

## ત

**તોદોર્સ્કી, આલેક્સાન્દર ઈવાનોવિચ** (૧૮૯૪—૧૯૬૫)—૧૯૧૮થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. તેણે આંતરવિગ્રહમાં (૧૯૧૮-૨૦) ભાગ લીધો હતો અને ત્યાર પછીનાં વર્ષોમાં કેટલાંય મહત્ત્વનાં લશ્કરી પદોએ કામગીરી બજાવી હતી. તે સાહિત્યિક પ્રવૃત્તિઓમાં પણ ભાગ લેતો હતો.—૨૨, ૨૩.

## મ

**માર્ક્સ, કાર્લ**—Marx, Karl (૧૮૧૮—૧૮૮૩).—૯, ૨૫, ૨૭.

**મિલ્યૂતિન, વ્લાદીમિર પાવલોવિચ** (૧૮૮૪—૧૯૩૮)—રૂસી સામાજિક-લોકશાહીવાદી, પહેલાં મેન્શેવિક અને પછી ૧૯૧૦થી બોલ્શેવિક. સોવિયેતોની બીજી અખિલ રૂસી કૉંગ્રેસમાં તેને લોક કમિસાર મંડળમાં ખેતીવાડીના કમિસાર તરીકે સામેલ કરવામાં આવ્યો હતો. ૧૯૧૭ના નવેંબરમાં તેણે મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓની જોડે મિશ્ર સરકાર રચવાની હિમાયત કરી હતી, અને પાર્ટીની નીતિ અંગે મતભેદ જાહેર કરીને કેંદ્રીય સમિતિ તેમ જ સરકારમાંથી રાજીનામું આપી દીધું હતું. ૧૯૧૮-૨૧ દરમિયાન તે સર્વોચ્ચ આર્થિક પરિષદનો ઉપાધ્યક્ષ હતો, અને આગળ જતાં તેણે કેટલાંય મહત્ત્વનાં સરકારી તથા આર્થિક પદોએ કામગીરી બજાવી હતી.—૨૭, ૨૮, ૨૯, ૩૦, ૩૧.

**મૅક્લીન, જોન**—Maclean, John (૧૮૭૯ — ૧૯૨૩) — બ્રિટિશ કામદાર વર્ગીય આંદોલનની જાણીતી વ્યક્તિ, સ્કૉટલૅંડમાં બ્રિટિશ સમાજવાદી પાર્ટીની ઉદ્દામ પાંખનો આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે આંતરરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું.—૨૦, ૨૧.

## ર

**રીકોવ, આલેક્સેઈ ઈવાનોવિચ** (૧૮૮૧—૧૯૩૮)—૧૮૯૯થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે

કેટલાંય મહત્ત્વનાં સરકારી પદોએ કામગીરી બજાવી હતી. તે કેંદ્રીય સમિતિના પોલિટિકલ બ્યુરોનો સભ્ય હતો. તેણે વારંવાર પાર્ટીની લેનિનવાદી નીતિનો વિરોધ કર્યો હતો, ૧૯૧૭ના નવેંબરમાં મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓની જોડે મિશ્ર સરકાર રચવાની હિમાયત કરી હતી, અને પાર્ટીની નીતિ અંગે મતભેદ જાહેર કરીને કેંદ્રીય સમિતિ તેમ જ સરકારમાંથી રાજીનામું આપી દીધું હતું. ૧૯૨૮માં તે મવાળપંથી તકવાદના આગેવાનોમાં સામેલ હતો. ૧૯૩૭માં તેને પાર્ટી-વિરોધી કરતૂતો બદલ પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો.—૨૯.

## લ

**લાત્સીસ, માર્તીન ઈવાનોવિચ (સુદરાબ, યાન ફ્રિડ્રિખોવિચ)** (૧૮૮૮—૧૯૩૮)—૧૯૦૫થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે પાર્ટીનાં, લશ્કરી, તથા સોવિયેતનાં કેટલાંય મહત્ત્વનાં પદોએ કામગીરી બજાવી હતી.—૨૫.

**લીબ્કનેખ્ત, કાર્લ** — Liebknecht, Karl (૧૮૭૧ — ૧૯૧૯) — જર્મન અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમિયાન ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદી. તે જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીના સંસ્થાપક સભ્યોમાંનો એક હતો અને ૧૯૧૯ના જાન્યુઆરીમાં બર્લિનના કામદારોના બળવાના સંગઠનમાં પણ તેણે ભાગ લીધો હતો. એ બળવાને દબાવી દેવામાં આવ્યા પછી પ્રતિક્રાંતિકારીઓએ તેનું પાશવિક રીતે ખૂન કરી નાખ્યું.—૯, ૨૦, ૨૧.

## વ

**વિલ્સન, વુડરો** — Wilson, Woodrow (૧૮૫૬ — ૧૯૨૪) — અમેરિકન રાજપુરુષ, અમેરિકાનો પ્રમુખ (૧૯૧૩—૧૯૨૧);

સોવિયેત રશિયાની વિરુદ્ધ સશસ્ત્ર દખલબાજીના સંયોજકોમાંનો એક. —૧૪, ૧૮, ૧૯.

### સ

**સોસ્નોવ્સ્કી, લેવ સેમ્યોનોવિચ** (૧૮૮૬—૧૯૩૭)—૧૯૦૪થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. ટ્રેડ યુનિયનની ચર્ચાઓ (૧૯૨૦-૨૧) દરમિયાન તેણે ત્રોત્સ્કીને ટેકો આપ્યો હતો. તેને પાર્ટી-વિરોધી કરતૂતો બદલ પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો.—૨૨.

### શ

**શાઈદેમાન, ફિલિપ** — Scheidemann, Philip (૧૮૬૫—૧૯૩૯)— જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની મવાળ તકવાદી પાંખના નેતાઓમાંનો એક. જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ દરમિયાન તે કહેવાતી લોક પ્રતિનિધિ પરિષદનો સભ્ય હતો. એ પરિષદ પ્રતિક્રાંતિકારી મૂડીદાર વર્ગનાં હિતોની સેવા બજાવતી હતી. તેણે ૧૯૧૮-૨૧માં જર્મન ક્રાંતિકારી કામદારો ઉપર પાશવી જુલમ વરસાવ્યો હતો.—૯, ૨૦.

### હ

**હાઅઝે, હૂગો** — Haase, Hugo (૧૮૬૩—૧૯૧૯)—જર્મન સામાજિક-લોકશાહીવાદી આગેવાન, તકવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન (૧૯૧૪-૧૮) તેણે કેંદ્રવાદી ધોરણ લીધું હતું.

૧૯૧૭ના એપ્રિલમાં જર્મન સ્વતંત્ર સમાજવાદી-લોકશાહીવાદી પાર્ટીનો સંસ્થાપકોમાંનો એક.—૯, ૨૦.

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

В. И. Ленин

«О КООПЕРАЦИИ»

Сборник статей

*На языке гуджарати*